સાહિત્ય અને કલાનું એકાકિ વાર્ષિક

# ઉદય



તંત્રી અને પ્રકાશક
બાબુરાવ જોશી

# ઉદય

(વાર્ષિક)

તંત્રી અને પ્રકાશકઃ

ભાઉરાવ જોશી.

પાદ-ઉમરેઠ.

સંવત ૧૯૮૬. ઈ. સ. ૧૯૨૯.

કીંમત. ૧-૦-૦

# ઉદય

## અનુક્રમણિકા



ધૂપ-માલિકા

[ચિત્રકારઃ બાબુરાવ]

પરંપરાની સુગંધ મહેકે,
પવિત્ર કાન્તિ-પૂર્ણ છે એની;
સુયોગ્ય નેતા વિરાજે જ્યાં જ્યાં,
જયભારતી છે દેશ-માતા એની.

# ઉદય

કાર્તિક ૧૯૮૬

उत्तिष्ठत ! जाग्रत ! प्राप्यवरान्नि बोधत !

## નવયુવાન એટલે ?

નવયુવાન એટલે સંસારના રગશીયા ગાડાનો એક બળદ નહિ, ગર્દભની લત્તાપ્રહારપ્રસાદી મેળવ્યા છતાંય જબરજસ્તીથી તેનું પુંછડું પકડી રાખનાર રૂઢીગુલામ નહિ, અને ધર્મધતીંગોનો પોષક પણ નહિ; કિન્તુ સડેલા સમાજને દૂર કરનાર, સમાજની સીતમ ચક્કીમાં પીસાતી નિર્દોષ બાલિકાઓને ઉદ્ધારનાર, અને નવલક્રાન્તિનો હિમાયતી.

નવયુવાન એટલે ઇર્ષાની ચિનગારી નહિ, નિંદાનો પૂજારી નહિ, આત્મશ્લાઘાનો આભારી નહિ, ઉંચ–નીચનો ભેદભાવી નહિ, અને સંકુચિત દૃષ્ટિનું ખાબોચિયું પણ નહિ; કિન્તુ સમાનતાનો સાગર, અને યુવાન માત્રનો ભ્રાતૃભાવી.

નવયુવાન એટલે નિવૃત્તિની મર્યાદા નહિ, શાંતિનો પહાડ નહિ, તેમજ સંતોષનો સાગર પણ નહિ; કિન્તુ ઉત્સાહનો ઉલ્લાસી, આશાનો અતિથી, પ્રવૃત્તિનો પ્રણયી, અને સ્વતંત્રતાનો સ્નેહિ.

નવયુવાન એટલે જીવનભર મોજ મ્હાણનાર મનમોજી નહિ; કિન્તુ જીવનહેતુ જાણનાર સાચો માનવી, આત્મવિકાસને માટે સતત્ પ્રયત્ન કરનાર આત્મજ્ઞાની, અને કુદરતની કૃતિને આશ્ચર્યપુલકિત નયનોએ નિહાળનાર પરબ્રહ્મનો પ્રવાસી.

અમદાવાદ.

કુમારી સુશીલા જોશી

# બંસી–સૂર

[ ફૂલની પાંખડી લ્યો પ્રાણુ–એ લય ]

મધુર શા મોરલીના સૂરઃ
જગાવે અતુલ ઓજસ ઉર,
વહાવે આનંદનાં રસપૂર,
મધુર શા મોરલીના સૂરઃ

સૂણી મધુરી બંસી સુરીલી, કરે હૃદય રસગાન;
ભક્તિરસના અકલિત મંત્રો, શ્રવી ધરે ઉર ધ્યાન;–

મધુર શા મોરલીના સૂરઃ
ઉગે ઉલ્લાસના અંકુર,
જ્વળે અંતર અલૌકિક નૂર,
મધુર શા મોરલીના સૂરઃ

કર્ણપ્રિયા એ શ્યામા મધુરી, સ્રવે પીયૂષની ધાર;
અંતરકુંજે ઉડે ફૂવારા, વહે વિમળ રસધાર;

મધુર શા મોરલીના સૂરઃ
ગજાવે કુંજ નિકુંજ સુદૂર,
હસાવે રસિક સુહાગી ઉર,
મધુર શા મોરલીના સૂર.

કાશીભાઇ સોમાભાઇ પટેલ

# સાક્ષરોનું આંતરૂજીવન

રાજા ભલે કાલનાં કારણરૂપ ગણાતો હોય, પરંતુ પ્રજાકીય ઉત્કર્ષનું પ્રેરક, પ્રોત્સાહક અને પોષકતત્ત્વ તો સાહિત્યજ છે. આ સંસારરૂપી કલ્પવૃક્ષનાં બે અમૃતસમાં ફલ કહ્યાં છે, તેમાં પ્રથમ સ્થાન શ્રેયસ્કર સુભાષિત અર્થાત્ સંસ્કૃતિનાં મૂલ–કારણસમાં સાહિત્યને આપવામાં આવ્યું છે. રાજાના રાજ્યપદને યશસ્વી, શ્રેયસ્કર બનાવીને તેના ચરિતાર્થની સફલતા સાધવાની શક્તિ પણ સાહિત્ય વડેજ રાજાને પ્રાપ્ત થઇ શકતી હોવાથી, પ્રજાકીય ઉત્કર્ષનું યથાર્થ સાધક તો એ પ્રજાની સંસ્કૃતિનું મૌલિભૂત સાહિત્યજ ગણાવાનું. વળી રાજાનો અધિકાર સ્થૂલના ઉપર છે. સ્થૂલ તેમજ સૂક્ષ્મ ઉભયના ઉપર સાહિત્યની એક સરખી સત્તા રહી શકે છે. તેથીજ રાજા તો માત્ર જ્યાં પોતાની આણ ફરકે છે, એવા પોતાનાજ દેશમાં પૂજાવાનો, પરંતુ સંસ્કૃતિનાં ગુણગાન દશે દિશામાં અબાધિત રીતે થવાનાં. આપણે કેવળ શ્વાસોચ્છ્વાસમાં અગર હૃદયના અર્થશૂન્ય ધબકારામાંજ જીવતા નથી, પરંતુ ઉત્કૃષ્ટ સંસ્કૃતિની ચેતનપ્રદ ભાવનાઓ અને મૂર્તિમન્ત આદર્શોમાં જીવિયે છિયે. ભાવનાઓ જેમ વધારે ઉદાત્ત, વધારે સંસ્કારી, વધારે ઉન્નત, તેમ જીવન પણ વધારે ઉન્નત, યશસ્વી અને સફલ નિવડવાનું.

સંજોગો ભાવીને નિર્માણ કરે છે. સાહિત્ય પ્રજાકીય જીવનને ઘડે છે, સંસ્કૃતિને નિર્માણ કરવાનું અમોઘ સાધન થઇ પડે છે. ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષનો યુગનિર્માતા નર્મદ હતો. ગુજરાતીઓ સંસ્કૃતિથી વિમુખ અગર આદર્શવિહોણા ન હોઇ શકે, એ આદર્શ પણ નર્મદેજ પોતાના વર્ત્તનથી સિદ્ધ કરી બતાવ્યો. વિરોધી વાતાવરણની સ્હામે સતત્ કુસ્તી કર્યાં કરી સર્વ પ્રતિકૂલતાઓને પરાસ્ત કરી 'સહુ ચલો જીતવા જંગ' એ સ્વયમ્ પ્રતિપાદિત સૂત્રને અક્ષરશઃ અમલમાં મૂકી, નીતિ અને સુધારણાના એ અડગ યોદ્ધાએ દેશોદ્ધારને કાજે સતત્ ઝઝુમ્યાં કરીને

કેસરિયાં કરવાનો મૂર્તિમન્ત આદર્શ ગુજરાતની પ્રજાને અર્પણ કર્યો છે. " યા હોમ કરીને પડો ફતેહ છે આગે. " ' સ્વદેશ ભક્તિ ' એ શબ્દને **નર્મદે**જ નવો સર્જ્યો હતો અને તેનું કેવી રીતે અનુષ્ઠાન કરવું, તેનો ઉપર્યુક્ત શબ્દોમાં સરલ અને સ્પષ્ટ માર્ગ સૂચવ્યો છે. કૃતનિશ્ચય થઇ સંકલ્પને સિદ્ધ કરવા ' યા હોમ કરીને પડો ફતેહ છે આગે ' સંપ, સહકારની મન્ત્રઘોષણા કરીને તેને હસ્તામલકવત્ પ્રતીત કરવા સારૂ ' સાહસ ' ની નવી વ્યાખ્યા એ સમયવીર નર્મદે સહમજાવી, અને તેનો આવિર્ભાવ અને અભિવ્યક્તિ યથેષ્ટ થઇ શકે, એ હેતુને લક્ષમાં રાખીને પ્રેમ–શૌર્યના ધ્વજનો પ્રબલ પ્રકાશ ગરવી ગુજરાતને પૂરો પાડ્યો. અલબત્ત પ્રેમ એટલે સ્વદેશપ્રેમ–ગરવી ગુજરાત પ્રત્યેની શુદ્ધ ભક્તિ અને શૌર્ય તે એ સ્વદેશપ્રેમને અમલમાં મૂકવાનો સંકલ્પબળ પૂર્વક અડગ ટેક નર્મદે પોતાના સંસ્કારી અને ઉન્નત આદર્શો વડે એ પ્રેમ-શૌર્ય અંકિત ધ્વજને જે અડગતાથી ફરકાવ્યો હતો, તેથીજ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષનો અધિક સરસ રંગ ' દીપે અરૂણું પરભાત ' સમ દીપી રહ્યો હતો. બારડોલીના સત્યાગ્રહની લડત સમયે પણ સમયવીર નર્મદના એજ આદર્શને અમલમાં મૂક્યાથી ' તે રંગ થકી પણ અધિક સરસ રંગ થયો સત્વરે મા !' એમ પ્રત્યક્ષ અનુભવાયું હતું. કવિ નર્મદની આધુનિકતા તે બીજી કઇ હોઇ શકે ?

આધુનિક સાહિત્યનો પ્રધાન–સૂર ભલે જીવનનો ઉલ્લાસ હોય, વસ્તુતઃ તો એ સૂર વિખવાદ વિરોધનું વૈષમ્યજ છે, પરંતુ **નર્મદે** સૂચક શબ્દો**માં** પ્રબોધ કર્યા પ્રમાણે એ પ્રેમશૌર્ય અંકિત ધ્વજ એ કાંઇ જીવનના ઉલ્લાસથી ભિન્ન તત્વ નથી. કેમકે, જીવનનો ઉલ્લાસ એટલે સત્યજ્ઞાનની અનુભૂતિ અને તજ્જનિત આનંદ, એ એનો વાસ્તવિક અર્થ છે. **નર્મદે** પોતેજ પોતાના સ્વાનુભવથી એ પ્રત્યક્ષ કરી બનાવ્યું છે. દુરાગ્રહનો એનામાં સર્વથા અભાવ હોવાથી, છેવટે એણે ધાર્મિક વૃતિનું શરણ સ્વીકારીને પોતાના ઉચ્છ્રૃંખલ વિચારોનું ખંડન કરી નાંખ્યું હતું, જે એના ' ધર્મ વિચાર ' માં આપણને પ્રતીત થયા વિના રહેતું નથી. સહૃદય સંસ્કારી અને નિર્મલ અંતઃકરણને વિષેજ ચિત્તની શુદ્ધિ થઇ રહેતાં સત્ય જ્ઞાનનો પ્રકાશ પથરાઇ રહે છે. ' જીવનનો ઉલ્લાસ ' એના કરતાં વધુ સંસ્કારી વધારે ઉત્કૃષ્ટ અને ઉન્નતિપ્રદ બીજો કયો હોઇ શકે ? **નર્મદનો પ્રેમ–શૌર્ય અંકિત** ધ્વજ એજ એના જીવનના ઉલ્લાસ સમો નિવડયો છે. **સાંપ્રત**

સમયમાં પણ બારડોલી પ્રકરણમાં આપણને તેની પ્રત્યક્ષ પ્રતીતિ યથેષ્ટ થઇ શકી છે.

આધુનિક સાક્ષરો શબ્દજાળ રચી નાહક વિખવાદ, વિવાદ, કરી વૈમનસ્ય અને વિદ્વેષનું વિરોધી વાતાવરણ પ્રસારી રહ્યા છે. સાહિત્ય કે સાહિત્યકાર એમાંયથી એકેયની એથી ઉન્નતિ કે શ્રેય થવાનો સંભવ નથી. આદ્ય કવિ નરસિંહની આધુનિકતા શાને આભારી છે? વિશ્વવ્યાપી બન્ધુત્વના જીવતરસફળકર યથાર્થ ઉન્નતિપ્રદ પુણ્ય આદર્શનો સંસ્કારી ઉપદેશ સ્વયમ પોતાના વર્તન વડે સક્રિય રીતે કરી બતાવીને એણે સિદ્ધ કરી બતાવ્યું કે "પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;" કેમકે "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ જૂજવે રૂપ અનંત ભાસે." યૂરોપિયન સંસ્કૃતિના સહુથી ઉમદા અને શ્રેયસ્કર આદર્શની સાથે આદિ કવિ ભક્ત નરસિંહનો આદર્શ જ ટક્કર ઝીલી શકે તેમ છે. નરસિંહનો આદર્શ તો આત્મત્વના ધોરણ ઉપર સુસ્થાપિત થએલો હોવાથી ઉલટો વધારે ગૌરવભર્યો અને ઉન્નત છે. પાશ્ચાત્ય આદર્શ સમવર્તી છે, ત્યારે આપણો આદર્શ સમદર્શી અને સ્વાનુભવરસિક છે. કહેવું કાંઇ અને કરવું કાંઇ એવા વિલક્ષણ વૈચિત્ર્યને પ્રેરી શકતો નથી. નરસિંહ સારી પેઠે સમજતા હતા કે "જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનંદ છે, અન્ય આનંદ ત્યાં અન્ય હોયે." વળી પરમત સહિષ્ણુતા પણ નિરાભિમાની વિનયનમ્ર વિભૂતિઓને વિષેજ વિકાસ પામી શકે છે. તેથીજ નરસિંહે અહંકારને તિલાંજલિ આપવાને "હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જ્યમ શ્વાન તાણે" એવો સંસ્કારી સદ્બોધ કર્યો છે.

માનવને હિતપ્રદ સંદેશ જોસભર્યો આપવો, એ બૃહદ્ સાહિત્યનું સ્વભાવસિદ્ધ કાર્ય છે. જ્યારે જ્યારે આપણે એક ગ્રંથ કે એક લેખ કે એક શક્તિપૂરિત વાકય વાંચિયે છિયે ત્યારે આપણે આપણા માનસને કે બુદ્ધિને કે કલ્પનાને સાહિત્યની માત્રા આપિયે છિયે. અલબત્ત આપણને શાન્ત, ઉદાર અને જ્ઞાની તત્વદર્શી ગુરૂજેવો સાહિત્યભિષક્ ન મળે, તો સામાન્ય ડહાપણવાળા માણસે તો જે સાહિત્યની કીર્તિ ચિરકાળ ટકી રહી હોય, તેના ઉપરજ વિશ્વાસ રાખી, તેનો ઉપયોગ કરવો, એજ સલાહ ભરેલું છે. આપણે સાહિત્યમાં સર્જનની વાત કરિયે છિયે, પણ સર્જનમાત્રથીજ સિદ્ધિ નથી; એ સર્જનની સૃષ્ટિ કેવી છે, તેના ઉપરજ બધો મુદ્દો છે. હૃદયની ઉન્નતિ કરી, આત્માનો ઉદ્ધાર કરવો એજ એક

માત્ર સંસ્કારી સાહિત્યનો ઉદ્દેશ હોવો જોઇએ, એમ શ્રી. મણીલાલ નભુભાઇ દ્વિવેદીએ પણ સ્પષ્ટતાથી સૂચવી દીધું છે. સાહિત્ય વડે જીવનને અસર કરવી એજ એવા સંસ્કારી સાક્ષરોની ભાવના નિરન્તર હોય છે. ભવિષ્યના સ્હામી દૃષ્ટિ કરી ગૂઢ ધર્મમય કર્તવ્યના ભાગ તરીકે નવી માનવતાને પ્રકટાવવાનો તેઓ યત્ન કરે છે. સાહિત્ય ચર્ચાનું વિશિષ્ટ દૃષ્ટિબિન્દુ હંમેશાં આવુંજ રહેવાનું. પ્રસ્તુત ગ્રન્થ અગર એમ કહો કે તેનો પ્રણેતા સાહિત્યકાર મનુષ્ય જીવનને કેટલે અંશે ઉન્નત કરે એવો છે, તેના વચનોમાં ઉચ્ચ આદર્શ, સદાચાર, ચારિત્ર્ય તરફ પ્રેરણા છે કે નહિ, અને તે પ્રેરણા જેટલે અંશે હોય, તેટલે અંશે તે ગ્રન્થની કિંમત સ્હમજવી. વાતાવરણનો વિચાર ગ્રન્થના નૈતિક તત્વને અવલંબીને કરવામાં આવે છે. પ્રત્યેક ગ્રંથનું પણ એક પ્રકારનું વાતાવરણ હોય છે. અને એ વાતાવરણમાં જ્યારે આપણે જઇએ, ત્યારે જાણ્યે અજાણ્યે પણ તેમાંથીજ શ્વાસોચ્છ્વાસ આપણાથી લેવાય છે. અલબત્ત જે પ્રેરણા લેખકની લેખન પ્રવૃત્તિમાં બીજરૂપે બેઠી હોય છે, તેજ એની વાણીદ્વારા, એની કલાદ્વારા અને એની શક્તિદ્વારા એના લેખમાં આવિર્ભૂત થાય છે. એ પ્રેરણા જેમ દિવ્ય હોય, પવિત્ર હોય, ઉન્નત હોય, ઉપકારક હોય, એમ તજ્જન્ય ગ્રન્થનો મહિમા વધતો જાય છે. કવિ દયારામે સફલતાથી સુરીવાદ જેવો આધ્યાત્મિક પ્રેમલક્ષણા ભક્તિવાદ સ્હમજાવી, મનુષ્ય જન્મની સાર્થકતા સાધવાનો અમોઘ ઉપાય આપણને પ્રબોધ્યો છે. પરંતુ એના કાવ્યોમાં નર્મદ કે નરસિંહના જેવી સમયવીરતા કે આધુનિકતા આપણને દૃષ્ટિગોચર થઇ શકતી નથી. ગુજરાતી ભાષાના શેક્સપીઅર સમા કવિ પ્રેમાનંદ પણ આપણને એવા ઉદાત્ત, સંસ્કારી કે જોમભર્યા સજાગ આદર્શોનું એવી સફલતાથી શિક્ષણ આપી શકતા નથી. અલબત્ત ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે એમની હોંસ તત્પરતા અને ચીવટ કાંઇ જેવાં તેવાં નહોતાં. જીંદગીભર પાઘડી પહેરવાની બાધા લેવાનો એમનો જે સત્યાગ્રહ હતો, તે નર્મદના પ્રેમશૌર્યના આદર્શ જેવોજ શુદ્ધ સંકલ્પ કહી શકાય. કલાપિએ કહ્યું છે તેમ 'સૌન્દર્ય પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે.'

સનાતન સત્યની પ્રતીતિ કરવાને આદર્શને હસ્તામલકવત્ સિદ્ધ કરવા કાજે 'યા હોમ કરીને' સત્યાગ્રહ સેવવોજ પડવાનો. સાહિત્યકાર સાહિત્યમય થઇ જાય ત્યારેજ તેના સાહિત્યની સાર્થકતા સિદ્ધ થવાની. આદર્શનું પરિશીલન કરનારો પોતે પ્રતિપાદિત કરેલા આદર્શથી કોઇ પણ

પ્રકારે ભિન્ન કેમજ રહી શકે ? વાણી, વિચાર અને વર્તનની એકવાક્યતા એજ મહાત્મા પુરૂષોનું યથાર્થ લક્ષણ છે, અને સદ્‌વર્તનનું મૂળ પણ એજ છે, એમ સ્માઇલ્સે કહ્યું છે. વિપરીતતા તો રાક્ષસનેજ શોભાસ્પદ થઇ પડે. સાક્ષર એ અક્ષર ( અવિનાશી જ્ઞાન ) સંપન્ન હોવાથી, સરસજ હોઇ શકે. સંસારરૂપી કડવાં વૃક્ષનાં જે બે મધુર ફળ ગણાવ્યાં છે, તે માંહેનું એક ફળ તે ઉન્નતિપ્રદ સાહિત્ય અને બીજુ ફળ તે એવા સાહિત્યકાર સજ્જનોની સંગતિ. સાહિત્યકાર સરસ હોઇ કદી પણ પોતાની એકવાકયતારૂપી સરસતાને તિલાંજલિ આપી શકે નહિ; એનાં હૃદય તો કુસુમથીયે કુમળાં સદાકાળ રહેવાનાં. અલબત્ત કર્તવ્યપરિપાલન સમયે કર્તવ્યપરાયણતાને વિષે ખલેલ ન પહોંચે તેટલા ખાતર પાછાં એજ કુંળાં કુસુમસમાં હૃદયો વજ્રથીયે વધારે કઠોર–કઠીન–બની જવાનાં.

—પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત



મેજીસ્ટ્રેટ–તમે પહેલાં કેટલીવાર જેલમાં ગયા હતા તે ખબર છે કે ?
ગુન્હેગાર–હા સાહેબ. અગીઆર વખત.
મેજીસ્ટ્રેટ–તે બધા એકજ જાતના ગુન્હા કરેલા કે ?
ગુન્હેગાર–હા, સાહેબ !
મેજીસ્ટ્રેટ–તમારે હવે તમારા બચાવમાં શું કહેવું છે ?
ગુન્હેગાર–સાહેબ, હું સરકારનો જુનો અને હમ્મેશનો ઘરાક છું માટે હવે તો મને રાહત મળવી જોઇએ.

હરિહર ઠાકોર

# સર્જનનાં સૌભાગ્ય

( કામણુ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે,—એ ચાલ )

સજની ! સર્જનનો સૌભાગ્ય—સમુચ્ચય શો ઝગે રે !
હસાવી હસે જગે રે !

અમૃતસેરથી વિશ્વ ન્હવાયુ,
વાયા નવચેતનના વાયુ !
અંતરીયાં નવ સુરભિભર શાં મઘમઘે રે ! સજની !

વિશ્વંભર રસપ્રભુતા રેલે,—
રસીયાં ઉર રસખેલન ખેલે !
જયમંગળ આશીશો શી ! વરસે જગે રે ! સજની !

ચાંદલીયો ભૂમિભાલ સુહાસે,—
નવવય મેદિની 'ઉર ઉલ્લાસે !
પુલકિત જડ—ચેતન સૌ ઝોલે શાં ચગે રે ! સજની !

સપ્તર્ષિ જય—જ્યોત સુહાગી,—
બ્રહ્મસમાધિ ત્યજી, અનુરાગી !
તરલિત તારલ—લોચન તેજભર્યાં તગે રે ! સજની !

યુગયુગની જડતા જડ ફેડી,—
જનમન ઉર રસ—સુરભિ રેડી !
નવજીવન રસઅંજન આંજે શાં દૃગે રે ! સજની !

પૂજ્ય પિતા પદ—વંદન વંદી,—
હર્ષભર્યાં ઉર ઉર આનંદી !
માનવમન મસ્તીભર ઉચાં શાં ચગે રે ! સજની !

વાસુદેવ રામચંદ્ર શેલત, બી. એ.



# જીવન અને આદર્શ

કવિવર રવીન્દ્રનાથ ટાગોર જીવનની વ્યાખ્યા “ આદર્શ ” શબ્દથી આપે છે. એ કહે છે કે “આદર્શ વિનાનું જીવન એ વસ્તુતઃ જીવનજ નથી.” અને એ વાત અક્ષરશઃ સત્ય છે. જે નૌકાનું કંઇ પણ ધ્યેય ન હોય તે દરિયામાં એક દિશાથી બીજી દિશામાં ઘૂમ્યા કરે, પાણીના ભયંકર તોફાનમાં દરિયાના એક ભાગમાંથી બીજા ભાગમાં ભટક્યા કરે, અને છેવટે કોઇ પ્રચંડ ખડક સાથે અથડાઇ પડી છિન્નભિન્ન થઇ જાય ને દરિયાની ગહન ગુફામાં સમાઇ જાય. જીવનનું પણ તેવુંજ સમજવું. જે મનુષ્યના જીવનનો કોઇ પણ આદર્શ નથી, તેની જીવનનૌકા પણ નીતિ–અનીતિની તેજ–છાયામાં ભટકતી ભટકતી અનીતિના કો ભીષણ ખડક સાથે ફસકાઈ પડતાં છિન્ન-વિછિન્ન થઇ જાય છે.

પણ “ જીવન ” એટલે શું ? જીવનના બે અર્થ થઇ શકે. ( ૧ ) જીવન એટલે એક જીંદગીમાંથી બીજી જીંદગી અને એ પ્રમાણે ચાલી આવતી પરંપરા, અર્થાત્, શાશ્વત જીવન. ( ૨ ) એકજ જીંદગી–મનુષ્ય જન્મે, જગત્ પર વિચરે, અને મૃત્યુ પામે એટલોજ કાળ. આપણે “ જીવન ” નો પહેલો અર્થ સ્વીકારીએ તો એ જીવનનું ધ્યેય “ મોક્ષ, ” “ સ્વર્ગ, ” “પૂર્ણતા” “બ્રહ્મપ્રાપ્તિ”–કે એવુંજ કાંઇ હોઇ શકે. પણ એ તત્ત્વચિંતકોનો વિષય છે. આપણે તો માત્ર એકજ જીંદગી પૂરતો વિચાર કરવો રહ્યો; અને એ જીવનનો આદર્શ કેવો હોવો જોઇએ તેજ ચર્ચવું ઘટે.

દરેક મનુષ્ય જ્યારે જન્મે છે ત્યારે તે પોતાની સાથે ગતજન્મોની સંસ્કારિતા લઇનેજ અવતરે છે, અને તેથી દરેક મનુષ્યમાં જન્મથીજ કંઇક વિલક્ષણતા નજરે પડે છે. અમુક બાળકોને અમુકજ વસ્તુઓ ગમે છે; બીજાને બીજી વસ્તુઓ તરફ પ્રીતિ હોય છે. કેટલાંક બાળક નાનપણથીજ ચિત્રના કે કવિતાના રસિયા હોય છે, જ્યારે કેટલાંક બાળકોને નાની મોટર ગાડીઓ, એંજનો, વગેરે યાંત્રિક સાધનો ખૂબ ગમે છે. આ ભેદ લાક્ષણિક છે, અને એ ભેદ બહુધા મનુષ્યના આદર્શને ઘડવામાં ભાગ ભજવે છે,–મનુષ્યનું જીવન–ધ્યેય નક્કી કરે છે.

પણ આ વસ્તુ જેટલી દેખાય છે તેટલી સહેલી નથી. માણસ પોતાની જાતને પણ પૂરેપૂરી પિછાની શકતો નથી અને તેથી ઘણીવાર પોતાના સ્વભાવથી વિરૂદ્ધ વાતાવરણમાં તણાઇ જાય છે, અને પરિણામે

જીવનનો ધ્વંસ કરે છે. જો આમ ન હોત તો જગત્માં આજ આટલો અસંતોષ ( unrest ) ન હોત. દુનિયામાં ભાગ્યેજ થોડા માણસો હશે કે જેઓ પોતાની કુદરતી વૃત્તિઓને, પોતાની લાગણીઓના વલણને, પોતાની શક્તિને, બરાબર પિછાની શક્યા હોય અને એ ઉપરથી પોતાનો આદર્શ નક્કી કરી તેને પહોંચી વળવા સતત્ પ્રયત્ન કરતા હોય.

એટલે, જો દરેક માણસ પોતાના કુદરતી વલણ ( પોતાની શક્તિ વગેરે )ને ધ્યાનમાં લઇ પોતાના જીવનનો આદર્શ નકકી કરે અને તેને પહોંચી વળવા પોતાના તન, મન, અને હૃદયથી પ્રયત્ન કરે તો જરૂર જગત્માંથી ઘણું દુઃખ ઓછું થઇ જાય. પણ સાધારણ માણુસ (layman) ને તો આવો ખ્યાલેય નથી હોતો, અને તેથી તે માત્ર જગત્પર વિચરે છે, જીવતો નથી. ( He exists; he does not live. )

આથી ઉલટું, જીવન-દ્વારમાં પ્રવેશ કરતાં કેટલાયે યુવક-યુવતીઓ સૃષ્ટિમાં સ્વર્ગ ઉતારવાના વિચાર કરે છે-પોષે છે, અને શરૂઆતમાં થોડે ઘણે અંશે તે વિચારોને જીવનમાં ઉતારવા પણ મથે છે. કોઇ સરસ્વતીચન્દ્ર બનવા મથે છે, કોઇ જયન્ત કે કાકભટ્ટ બનવા મથે છે, કોઇ રોમીયો કે ફરહાદ બનવા પ્રયત્ન કરે છે. પણ કુમુદ, જયા, મંજરી, જુલીએટ અને શિરીન ન મળવાથી નિરાશ થઇ જગત્ને નિરસ, નિઃસત્ત્વ માની લે છે. એજ સ્થિતિ કુમુદ, જયા કે મંજરી બનવા મથતી કો યુવતીની થાય છે. આ ‘ આદર્શવાદી ’ યુવક-યુવતીઓને જ્યારે જગતની સાચી ઝાંખી થાય છે ત્યારેજ તેઓ સમજે છે કે પોતે માત્ર સ્વપ્નાંજ સેવે છે, અને સત્ય જગત્ની અવગણના કરે છે તેમને લાગે છે કે જગત્માત્ર કલ્પનાનું સર્જન નથી, જગત્ માત્ર સ્વર્ગ નથી. અને આ લાગણી એટલી પ્રબળ હોય છે કે તેને લીધે એ ‘ અનુભવીઓ ’ છેક છેલ્લે પાટલે જઇ બેસે છે, અને માત્ર સંસારી બની રહે છે, એટલે કે જડ બની જાય છે. આ મનુષ્યનો સૃજન-જૂનો અનુભવ છે. આમ થવાનાં અનેક કારણોમાં મુખ્ય કારણ એ છે કે આપણા યુવાનોમાં ‘ યુવાન એટલે સ્વપ્નદૃષ્ટિ ” એવો એક ખોટો ખ્યાલ ભરાઇ બેઠો છે. આથી તેઓ મનુષ્યની પરિમિત શક્તિનું ભાન ભૂલી, અશક્ય આદર્શો અને સ્વપ્નોની એક સૃષ્ટિ સૃજે છે, અને છેવટે એ આદર્શો સિદ્ધ ન થવાથી જગત્પર તિરસ્કાર અને ફિટકાર વરસાવે છે.

જો એજ યુવક-યુવતીઓ પોતાના વલણનું, પોતાની વૃત્તિઓનું, પોતાની શક્તિનું માપ કાઢી જીવનનો આદર્શ ઘડે, તો કેટલાંય ઝેર જેવાં જીવન મીઠાં થઇ જાય-કેટલાંયે યુવક-યુવતીઓ જગત્માં સુખેથી સંચરે, અને સૃષ્ટિમાં સ્વર્ગ સર્જે. તથાસ્તુ.

**શ્રી. જયન્તિલાલ શાહ**




આખા હિંદમાં અને ગુજરાતમાં પોકારો થઇ રહ્યા છે કે સ્વરાજ્ય જોઇએ છે, સમાજની ઉન્નતિ કરવી છે. પણ જ્યાં સુધી સ્ત્રીત્વનું અપમાન થતું રહેશે ત્યાં સુધી એ ઇચ્છા આકાશ—કુસુમવતજ રહેશે.

× × ×

સમાજ અને વ્યક્તિદ્વારા સ્ત્રીત્વનું જે અપમાન થાય છે, તે ઉપર વિસ્તારથી લખવાનો સમય નથી. પણ કન્યાની મરજી વગર તેનું લગ્ન, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય: એ સર્વમાં સ્ત્રીત્વનું ભારે અપમાન રહેલું છે. અને સાહિત્યદ્વારાએ પણ પુરુષોએ સ્ત્રીત્વનું ઓછું અપમાન કર્યું નથી.

× × ×

આપણા શાસ્ત્રકારોએ તો સ્ત્રીને પુરુષની સહભાગિનીનું પદ આપ્યું છે. જે equality માટે આજે પાશ્ચાત્યદેશોમાં સ્ત્રીઓ લડી રહી છે, તે પ્રકારના '**સમાન પદ**' કરતાં ઘણું ઉચ્ચ પદ આપણા શાસ્ત્રકારોએ સ્ત્રી જાતિને આપ્યું છે. પણ કેટલાક સાહિત્યકારોએ સ્ત્રીત્વને હણનારૂં કાર્ય પણ કર્યું છે. ગીતામાં:—

**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ।**

અને **स्त्रीशूद्रौ नाधीयताम्** વગેરે વચનો જે યુગથી લખાયાં ત્યારથી સ્ત્રીત્વનું અપમાન શરૂ થયું અને ત્યારથી ભારતની પડતી પણ શરૂ થઇ.

× × ×

સંસ્કૃત સાહિત્યમાં સ્ત્રીત્વને જે અપમાન કરવામાં આવ્યું છે, તેનો વિરોધ કરવા કરતાં તે ગ્રંથોને સ્મૃતિપટ પરથી ભૂંસી નાખવાની જરૂરીઆત છે. છતાં હજુ પણ સ્ત્રી એટલે અબલા;- સ્ત્રીના સૌન્દર્ય અને સ્ત્રીની બેવફાઇ વગેરેનાં વર્ણનો; સ્ત્રી પર દુષ્ટોનો હુમલો અને તેમાંથી મહામુસીબતે બચાવના દશ્યો; પુરૂષને લોભાવનારી સ્ત્રીનાં સ્ત્રીત્વનું નાટક તથા સીનેમા પરનું ચિત્રણ; અને સ્ત્રીની બુદ્ધિ પાનીએ વગેરે કહેવતો: એ સર્વનો સક્રિય વિરોધ થવો જોઇએ. જે માતૃશક્તિ હજારો આચાર્યની બરાબરી કરી શકતી હતી તેને માટે શંકરાચાર્ય લખી જાય છે કે:—**एतन्मांसवसादि विकारम्** । અને તેને હિંદની સ્ત્રીઓ સહન કરી રહે એ દુનિયાનું એક આશ્ચર્ય છે !

× × ×

માતૃશક્તિની ખરી ભક્તિ તો મહાભારત અને રામાયણ કરે છે. એક સીતાના હરણ ખાતર રામ–રાવણનું યુદ્ધ થયું; એક દ્રૌપદીના અપમાન ખાતર કૌરવ–પાંડવો લડ્યા અને ભારતના ઇતિહાસમાં તો એવાં નાના મોટાં ઘણાંયે ઉદાહરણો મોજુદ છે. આમ છતાં સાહિત્યમાંથી સ્ત્રીત્વનું અપમાન હજુ ભૂસાઇ નથી જતું એ શું? સ્ત્રીને માટેનાં સાહિત્યનાં વિશેષણો: અબલા, રમણી, કામિની વગેરે, તથા એ સંબંધોનાં અશ્લીલ પુસ્તકો અને સાહિત્યને બદલે સૌમ્ય સ્વરૂપા માતૃશક્તિનું આહ્વાન કરનારૂં સ્ત્રીત્વનું સાહિત્ય શા માટે ન સરજાય? અને ગુજરાતની સ્ત્રીઓએ એ માટે કેમ પ્રયત્ન ન કરવો જોઇએ? જો પત્ની પતિના જીવનથી સૌભાગ્યવતી છે, તો પતિ પત્નીના જીવનથી સૌભાગ્યવાન નથી શું? સપ્તપદીની પ્રતિજ્ઞામાં **सखे सप्तपदी भव** છેલ્લા પગલામાં મૈત્રીભાવ નથી શું? અને છતાં સાહિત્યમાં સ્ત્રીને પુરૂષથી નીચી લેખવાના પ્રયત્નો નથી થયા?

ગુજરાતનો યુવકવર્ગ રૂમાલ ઉપાડીને આપવા જેટલો chivalrous કયારે થશે?

સૂરત **શ્રીમતી સરોજિની ત્રિવેદિ.**



## પડકાર

: અંજની :

મીઠી નિદ્રા લેતો શાને?
પર આધીન થઇ સડતો શાને?
ક્રાન્તિયુગમાં શાન્તિ શાને?
ચાલ, જાગૃત થા!

આળસ ત્યાગી, કમ્મર બાંધી,
સંપતણે તારે ઉર સાંધી,
સ્વતંત્રતાની લડત ઉઠાવી
ચાલ જાગૃત થા!

**રા. "અનિશ્ચિત"**



# સાહિત્ય કેવું સરજશો ?

ભારતનું પુનરુત્થાન જાથુકનું સિદ્ધ કરવા માટે સાધક યુવાનો અને સાધન સાહિત્ય છે એ નિર્વિવાદ છે. સાધ્યઃ ભારતનું ઉત્થાન; સાધકઃ યુવાનવર્ગ અને સાધન સાહિત્ય. યુવકવર્ગ અને સાહિત્ય જેટલે દરજ્જે સંગીન અને શિષ્ટ હશે તેટલે દરજ્જે સાધ્ય સફળ થશે. ભારતની રાજ્યક્રાંતિનું સૂકાન યુવાનોના હાથમાં આવ્યું છે. હવે સાહિત્યનું સૂકાન પણ યુવાનો હાથ ધરે તો ઠીક.

× × × ×

ગુજરાત અને ભારતના યુવક ! સફળ રાજ્યક્રાંતિ માટે તું કેવું સાહિત્ય સરજશે ? સાહિત્યદ્વારા રાષ્ટ્રીયત્વ અને સ્ત્રીત્વનાં અપમાનો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે તારી લેખિની તું ઉપાડશે ને ? બ્રિટને હિંદનું ટ્રસ્ટીપણું દૈવયોગે લીધું તે પછી હિંદના રાષ્ટ્રીયત્વને હણનાર જે પ્રવૃત્તિઓ થઇ તેમાં ભારતના પ્રાચીન સાહિત્યને stunt (ઠુંઠું) કરવાની પ્રવૃત્તિએ પણ અદશ્ય વહેણ લીધું હતું. કોઇ પણ દેશની સંસ્કૃતિનું રક્ષણ તે દેશની માતૃભાષાની ઉન્નતિમાં રહેલું છે. અંગ્રેજોએ શિક્ષણ અને રાજકીય કાયદાઓદ્વારા અંગ્રેજી ભાષાની પીચકારી આપણા યુવાનોની નસોમાં મારવા માંડી. અને તે માટે તર્ક પ્રકટ કર્યો કેઃ પૂર્વ અને પશ્ચિમનો સંયોગ આજ રીતે સાધી શકાશે. ઉદય અને અસ્તનો સંયોગ સધાયલો કદી સાંભળ્યો છે ?

× × ×

પણ East is east and West is west ની ઉક્તિનું પારાયણ એક અંગ્રેજ લેખકે કરીને સત્ય સ્વરૂપ આપણને સમજાવી દીધું નથી શું ? ભારતની સંસ્કૃતિને પ્રતિકૂલ પાશ્ચાત્ય સંસ્કૃતિનું સાહિત્ય, એટલે પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ. બ્રિટનના રાજદ્વારીઓનાં હજારો મીઠાં પ્રલોભનો છતાં હિંદના રાષ્ટ્રીયત્વનું અપમાન ડગલે ડગલે સાહિત્યદ્વારા થતું રહ્યું છે. આપણા વેદ, ઉપનિષદ્ અને શાસ્ત્રોના યૌગિક તથા યાસ્કાચાર્યને અનુકૂલ અર્થો ન કરી ભારતની પ્રાચીન ઉચ્ચ પ્રજાને ભરવાડો, અને વેદને songs of

shepherds કહેવાને પણ તેઓ ન ચૂક્યા. ઇતિહાસની ખરી શરૂઆત હિંદ પરાધીન બન્યું ત્યારથી કરવાની પરિપાટી દાખલ કરી. રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ, આર્યોની સૂર્ય પૂજા વગેરેનું મહત્વ કાંઇ નથી એવું ઠસાવવાને પ્રયત્નો થયા. સ્ત્રી અને પુરૂષનાં નામો જેવાં કે સીતારામ, રાધાકૃષ્ણમાં સ્ત્રીનું નામ પ્રથમ મૂકવાની આપણી સ્ત્રીત્વના માનની ભાવનાને બદલે એવું સાબીત કરવાનો પ્રયત્ન થયો કે એક સ્ત્રી ઘણા પતિ કરતી હતી માટે સ્ત્રીનું નામ પહેલું મૂકાયું છે. આવા અનર્થો કરીને આ પરદેશી પ્રજાએ હાલના યુવકોને એવા બનાવી દીધા છે કે જેમની દૃષ્ટિ દર વખતે પશ્ચિમ દિશા—પાશ્ચાત્ય સાહિત્ય તરફજ જાય. શું આ અસ્તની નિશાની નથી?

× × × ×

હિંદને પ્રતિકૂલ પરદેશી ભાષા આપણે માથે જડી દીધા છતાં આપણે એ ભાષામાં પણ કૌશલ્ય નથી બતાવ્યું? એ સાહિત્યના પણ આપણે દૃષ્ટા નથી થયા? છતાં અંગ્રેજોના મનથી આપણે શેકસ્પીયર અને શેલિ તથા કીટ્સની ખૂબી સમજવા માટે અને શુદ્ધ બોલવા માટે નાલાયક ગણાઇએ છિયે! અંગ્રેજી ભાષાનો ઉચ્ચાર, ભાર મૂકવાની રીત માટે આપણે નસીબે તો અંગ્રેજી પ્રોફેસરો અને ઇંગ્લેંડનું વાતાવરણજ જરૂરી ગણાય! પણ પ્રશ્ન ઉદ્ભવે છે કે જો હિંદ ઇંગ્લેંડપર રાજ્ય કરતું હોત તો ઇંગ્લેંડનો કયો પૂત

થાએ મલિન વળી અંગ ધૂળે

ધન્ય તેને લેખાયે. —એ કડીમાંની

ભાવના સમજી શકયો હોત! જે કૌટુમ્બિક પ્રેમ, જે ઉચ્ચ રાજનીતિ, જે સૌન્દર્યભાવના અને જે સમાજભાવના આપણા સાહિત્યમાં આલેખિત છે તે એમના સાહિત્યમાં નથી છતાં એવું ચક્ર ફર્યું છે કે આપણા યુવકોનું પ્રેરણાસ્થાન પ્રાશ્ચાત્ય—સાહિત્ય થઇ પડયું છે. આપણી ભાષા પરના કાબૂની કાંઇ કિંમત નથી ગણાતી પણ જો અંગ્રેજી પર કાબૂ હોય તો તે પ્રશંસનીય ગણાય છે.

× × × ×

જે દેશ સૈકાંઓની પરાધીનતા પછી પણ સાહિત્યમાં ડૉ. ટાગોર, વિજ્ઞાનમાં સર જગદીશચંદ્ર અને ડૉ. રે, અને રાજકીય ક્ષેત્રમાં મહાત્મા ગાંધી અને ધાર્મિક જગતમાં મહર્ષિ દયાનંદ જેવી વિભૂતિઓ જન્માવી શકે છે તે દેશ માટે શું શક્ય નથી? લોર્ડ કરઝને સને ૧૯૦૬ માં લંડન ખાતેના એક ભાષણમાં જે શબ્દો ઉચ્ચાર્યાં હતા તે સ્મરણીય છેઃ—

Indians have a facility in language incomparably greater than that possessed by any branch of the Anglo-Saxon race. He knew Indian speakers in India who could address meetings with an ability which might well be the envy of many members of the Parliament. આવી પ્રજા ' બાબુ અંગ્રેજી ' બોલે, આવી પ્રજા "અરધા નિરાક્ષરો અને અરધા નાદાન તથા બેકાયદેસરની કમજાત ઓલાદ" ગણાય ત્યારે તો હિંદીનું માથું રણકી ઉઠવું જોઇએ. ઉપલો અભિપ્રાય હિંદી માટે ધરાવનાર Rudyard kipling આ દેશનો મહાન દ્રોહી છે. એ લેખકે આ ભારત ભૂમિમાં જન્મ લીધો છતાં એણે માતૃદ્રોહ કર્યો છે. એનાં લખાણો પર યુરોપીયનોને વધુ ભરોસો રહે છે કારણ કે કિપ્લીંગ અહીં જન્મ્યો હતો અને અહીં જ વસ્યો હતો. પણ એણે તો ભેદ–નીતિની હિમાયત સુંદર શબ્દોમાં કરી દીધી હતીઃ " પૂર્વ તે પૂર્વ; પશ્ચિમ તે પશ્ચિમ. એ બંને કદી પણ જોડાઇ શકે તેમ નથી." આમ છતાં બ્રિટન હિંદ પર રાજ્ય કરે છે ! ! આ લેખકે તેના સાહિત્યદ્વારા જે ડંખ માર્યો છે તે અસહ્ય છે. પણ ભારત પાસે આજે સ્વરાજ્ય નથી અને નથી યુવાનોમાં જોમ કે આવું રાષ્ટ્રીયત્વને અપમાન પહોંચાડનાર સાહિત્યને હિંદી મહાસાગરમાં ડૂબાવી દે.

× × ×

સાહિત્યદ્વારા તો સામ્રાજ્યો સ્થગિત કરી શકાય છે; ધારે તો દેશને ગુલામ અથવા સ્વતંત્ર પણ બનાવી શકાય છે. જો દેશને સ્વતંત્ર કરવો હોય તો રાષ્ટ્રીયત્વને પોષનારૂં સાહિત્ય સરજો. અને સાથે સાથે રાષ્ટ્રીયત્વને હણનાર સાહિત્યને સળગાવી મૂકો. અને પ્રોફેસર મરેના શબ્દો આ સ્થળે ઘણા ઉપયોગી છે કેઃ–If it were my fate to put men in prison for the books they write, I should not like it, but I should know where to begin. I should first of all look up my old friend, Rudyard Kipling.

રાષ્ટ્રનું ઉત્થાન કરવું હોય તો રાષ્ટ્રીયત્વ અને ભારતની સંસ્કૃતિવાળું સાહિત્ય સરજો, અને એનાથી વિરોધી સાહિત્યનો નાશ કરો !

જય ભારત ! જય ગુજરાત !

સૂરત

દા. દિનેશ ત્રિવેદી




૧

લાગી કટાર કારી,
કાતિલ વિષવાળી;
આલમ જણાય ખારી–
સૂની મહૂલી મારી.

૨

તારી કરી પ્રતિષ્ઠા,
સાધીશ એકનિષ્ઠા;
ગઇ મુજ તે ખૂમારી!–
સૂની મહૂલી મારી.

૩

જ્યોતિ ગઈ બૂઝાઇ
નયને સૂઝે ન કાંઇ;
ઘનઘોર અંધકારી–
સૂની મહૂલી મારી.

૪

વસન્ત! તું વિલાસી,
દીશા હશે વિકાસી;
ઉરવાડી તેં વિદારી–
સૂની મહૂલી મારી.

૫

વ્હાલા વિનાની વીલી,
આ ચન્દ્રિકા શી ખીલી?
આશા સૂકાય સારી–
સૂની મહૂલી મારી.

૬

ઓ! કોઇ છો? બતાવો,
પ્રભુ-પથી! ના સતાવો;
ઇચ્છું ન હું વિહારી–
સૂની મહૂલી મારી.

૭

કરૂં ઉગ્ર હું સમાધિ,
પછી પાળતાં પ્રસાદી,
ફરી તેજમય બનાવું–
સૂની મહૂલી મારી.

ઊમરેઠ
૧–૫–૨૭ } —૨૧૦ શાન્તિલાલ છો. શાહ.



# ક્રાંતિ

ક્રાંતિનું અસ્તિત્વ પૃથ્વીના પ્રારંભકાળથીયે જુનું છે. પૃથ્વીની ઉત્પત્તિજ એ નિયમના તર્કપર અવલંબી રહી છે. ક્રાંતિ–[illegible]ટો–જગતનો મહા નિયમ છે. એ નિમય વિશ્વમાં સૃજનજુનો છે.

આ નિયમ જાણે–અજાણે જગત પાળે છે, અને પ્રગતિને પંથે પડે છે. આજનું જગત એ નિયમના પાલનનુંજ પરિણામ છે.

પલટો સારા અગર નઠારા માટે હોય; પણ તેમાં ન સમજાય તેવું પ્રેરણાબળ, બુધ્ધિએ ન ઘડાય તેવી ઐક્યતા, મહાન વિભુતીથી પણ પ્રાપ્ત ન કરી શકાય એવો જુસ્સો, વગેરે ભરેલું છે.

જ્યારે આ પલટો પ્રજાની સંગઠીત પ્રગતિના પ્રાણસમો બને છે–રાષ્ટ્રના વિધાન કે વિનાશનો પ્રણેતા થાય છે, ત્યારે એ બળવો બને છે.

બળવાનું માનસજ તર્કશાસ્ત્રની દૃષ્ટિએ વિચિત્ર અને ન વિચારાય એવું છે. ત્યાં માણુસો વ્યક્તિગત માનસના વિધાતા નથી. સામુદાયક માનસ વ્યક્તિઓને પોતાના ખપ્પરમાં લઇ પોતાને માર્ગે દોરે છે. મનુષ્યો વ્યક્તિત્વ વિસરી સામુદાયક માનસનું નેતૃત્વ સ્વિકારવામાં સલામતી સમજે છે.

સામુદાયક માનસની સર્વોપરિતા એજક્રાંતિનો પ્રારંભ.

એ સર્વમાન્ય સામુદાયક માનસની શક્તિમાં પણ વ્યક્તિત્વનો અભાવ નથી. એ કાળે કોઇ એવી વિભુતી જન્મે છે, જે સામુદાયક માનસની રૂપરેખા દોરી તેમાં પ્રાણ પુરે છે.

એ મહાન ક્રાંતિકાર એક પળ પણ પોતાની વ્યક્તિગતતા વિસરતો નથી. એનાં આત્માનાં ઓજસ્ ક્રાંતિના ભયંકર વા–વંટોળીઆથીયે નથી ઢંકાતા. એ બહારથી ભલે પ્રલયના મહાનાદ કરતો હોય–જગતને મન ભલે એ જલતા જ્વાળામુખી સમો ભભુકતો હોય; છતાં એ શાંત અને ધીર હશે. તર્કશાસ્ત્રના સિદ્ધાંતો એને માના દૂધમાં પાયા હશે. બુદ્ધિના ચમકારે જગતને એ ડારતો હશે.

શ્રીયુત રમણ દેશાઈ, બી. એ.
પ્રમુખ–'સાહિત્ય સદન'

# પૂર્વ અને પશ્ચિમની ચિત્રકળામાં
# એક દૃષ્ટિ

કવિત્વશકિત જેમ કવિજન્મ સાથેજ જન્મે છે, તેમ ચિત્રકળાની શકિત પણ ચિત્રકારના જન્મ સાથેજ જન્મે છે. ચિત્રકને ચિત્રકલાની દૈવીજ બક્ષીસ હોય છે. એ શકિત ધીમે ધીમે સાનુકુળ સંયોગોમાં ખીલે છે.

ચિત્રકાર અને કવિની કલ્પનાઓ એક સરખી ઉંચે ઉંચે ઉડે છે, છતાંય કાવ્યો કરતાં ચિત્રો માનવ-મગજપર અધિક સચોટ અસર કરી શકે છે, અને તેથી કવિ કરતાં ચિત્રકારો જનસમાજની વધારે સારી સેવા કરી શકે છે. વીસમી સદીમાં જનસમાજને કાવ્યો વાંચવાનો જેટલો શોખ છે, તેટલો અને તેથી વિશેષ શોખ ચિત્રો નિરખવામાં છે. કવિનાં કાવ્યો તો પુસ્તકાલયોનાં કબાટોમાં સડવા માટેજ સર્જાયાં છે, જ્યારે ચિત્રકારોનાં ચિત્રો દિવાનખાનામાં અગર તો એક ઓરડીમાં સ્વતંત્રતા સેવનારાં છે, કે જેઓ પળે પળે દૃષ્ટિસાનીધ્ય આવનારાં છે. એક માંદા માણસને કાવ્યો જેટલાં બોજારૂપ છે, તેટલાંજ તેની પસંદગીનાં ચિત્રો આરામકર છે.

પશ્ચિમમાં માબાપો સ્વબાળકોમાં વસવાટ કરેલી શકિતને જાણવા સ્તુત્ય પ્રયત્નો કરે છે. બાળકની પસંદગી અને વર્તણુંક ઉપરથી તેઓ બાળકમાં રહેલી દિવ્ય-શકિતને જાણી લેઇ તેને એજ દિશાનું ગમ્મત સાથે જ્ઞાન આપવા તેઓ પોતાથી બનતો ભોગ આપે છે. પરિણામે ભવિષ્યમાં તે બાળક એ વિષયમાં સારો ફાવી શકે છે, અને જગતમાં મહાન બની જાય છે.

પૂર્વમાં અનેક સંકટો વચ્ચે ચિત્રકાર પોતેજ પોતામાં રહેલ શકિતને ઓપે છે. પશ્ચિમમાં કલાની જેટલી કદર થાય છે, તેટલી કદર પૂર્વમાં થતી નથી. જેથી ચિત્રકાર પોતાની કલા ઉપર પોતાનો તેમજ સંયુક્ત કુટુંબનો નિર્વાહ ચલાવી શકતો નથી, અને તેને બીજો કોઈ સ્વતંત્ર ધંધો યા તો સેવા સ્વિકારવી પડે છે. પરિણામે વખત બહુજ ઓછો મળે છે, ઉત્સાહ મંદ પડી જાય છે, પ્રમાદ વધે છે, અને કલા અદૃશ્ય થતી જાય છે. પૂર્વે આવા અનેક કલાકારોને ગુમાવ્યા છે.

પૂર્વ એ તો કુદરતનો બાગ છે. વિવિધ પ્રકારનાં નયનરંજન અને હૃદયાહ્લાદક દૃશ્યો આ બાગમાં મળી આવે છે. પશ્ચિમ એ તો મોટે ભાગે બરફનું રણ છે, અને પૂર્વના જેટલાં દૃશ્યો પશ્ચિમમાં વિરલજ હોય છે. અને તેથીજ પ્રમાણમાં પશ્ચિમ કરતાં પૂર્વમાં ચિત્રકારોનો જન્મ વધુ સંખ્યામાં થાય છે.

ચિત્રકલાનું પધ્ધતીસર જ્ઞાન આપવા માટે ચિત્રકલાનીજ ખાસ શાળા તો મુંબાઇની સર જે. જે. સ્કુલ ઓફ આર્ટ્સ, અને પુનાની ચિત્રશાળા છે. આ ઉપરાંત બંગાળામાં શાંતિ–નિકેતનના, વડોદરામાં કલાભુવનના, તેમજ ગામેગામની ગૂજરાતી અને અંગ્રેજી શાળાઓના અનેક વિષયોમાં ચિત્રકલા એક ન્હાનકડા અંગરૂપે રહેલી છે. પશ્ચિમના પ્રમાણમાં પૂર્વમાં ચિત્રકલાની ખાસ શાળાઓની બહૂજ ખોટ છે,

પૂર્વમાં સાહિત્યનાં અનેક પત્રો પ્રકટ થાય છે, જ્યારે ચિત્રાવલીઓનો બહૂજ અભાવ છે. પહેલાં સુવર્ણમાલા પ્રકટ થતી તે બ્હાને કેટલાક ચિત્રકારો પોતાના, અને સાથે સાથે જનસમાજની અનેક પ્રકારે સેવા થતી. હાલમાં કોઇક કોઇકવાર અંગત ચિત્રાવલીઓ ( ચિત્ર–આલ્બમો ) દર્શન દે છે. પણ નિયમિત પ્રકટ થતી ચિત્રાવલીઓની પૂર્વને ઘણી જરૂર છે.

આધુનીક સમયમાં કોઇક કોઇકવાર ' ગૂજરાત ચિત્રકલાં પ્રદર્શન ' ભરાય છે, અગર તો ચિત્રકલા એ પ્રદર્શનના એક અંગરૂપ રહે છે. જેમાં હિન્દુસ્થાનના સારા સારા ચિત્રકારોનાં અધિકાધિક સુન્દર ચિત્રો દૃષ્ટિગોચર થાય છે. કેટલાંક ચિત્ર જુદી જુદી નવીન ઢબે દોરાએલાં ભાવવાહી હોય છે, અને કેટલાંક અન્ય ચિત્રકલાકારોના અનુકરણરૂપે હોય છે.

પશ્ચિમનાં પીંછીકામ (Brush work) અને કાર્ટુન્સ પ્રશંસનીય હોય છે. તેઓને રેખાચિત્રોનું જ્ઞાન ઓછું હોય છે. પશ્ચિમના ચિત્રકારો પૂર્વની ચિત્રકલાનું અનુકરણ કરી શકતા નથી, જ્યારે પૂર્વના ચિત્રકારો પશ્ચિમના ચિત્રકારોનું અનુકરણ કરી શકે છે, એજ બતાવી આપે છે કે પૂર્વની ચિત્રકલા કોઇક અદ્દભુતજ વસ્તુ છે.

પૂર્વના ચિત્રકારો કલામાં અનેરો ભાગ ભજવે છે. સ્વ. રવિવર્માએ જૂના પુરાણા ધાર્મિક પ્રસંગો લેઇ ચિત્રો દોર્યાં છે. ત્હેમની પીંછીનો શૃંગારરસ ઔર પ્રકાશ આપે છે. સામાજીક ચિત્રોમાં પણ તેમનો ઓછો ફાળો નથી. રા. ધુરંધરે પણ રવિવર્માની જેમજ કલાને ધાર્મિક દિશાએ દોરી છે. તદુપરાંત કેટલાંક રસશૃંગારિક ચિત્રો પણ તેમણે દોર્યાં છે. રવિવર્માનાં

ચિત્રોમાં જે શુદ્ધ ગૂજરાતીની છાંટ છે, તે એમનાં ચિત્રોમાં દક્ષિણી રૂપે છે. રા. રાવલે ઐતિહાસિક ચિત્રો દોરીને કલાને અમર કરી છે. તેઓએ સામાજીક સડા દૂર કરવા પ્રશંસ:નીય હાસ્યચિત્રો (કાર્ટુન્સ) દોર્યાં છે. ત્હેમનાં ચિત્રોમાં ગુજરાતનું પ્રાચિન ગૌરવ ઝળહળે છે. રા. ફુલચંદ શાહ શૃંગારિક ચિત્રો દોરી નાખી હવે ધાર્મિક ચિત્રો દોરવા ઢળ્યા છે. તેમના આંકડાચિત્રો અને દાણાચિત્રોનો પ્રયત્ન તદ્દન નવીન તેમજ આહ્લાદનીય છે. પણ અફસોસ છે કે હજી પણ તેમનું કાર્ય તેમણે પડદા પાછળ રાખ્યું છે. રા. ગોરક્ષકરનાં સંસારીક તેમજ ભાવવાહી નયનમનોરંજક ચિત્રો જગતને જૂનામાં નવીનતા બતાવે છે. ભાઇશ્રી કનુ દેશાઇ તથા ચંદ્રવદન ભટ્ટનાં છાયાચિત્રોએ પૂર્વપર કૈં નવીનજ છાયા પાડી દીધી છે. વિશેષમાં કનુ દેશાઇનાં ચિત્રો સાદાં શૃંગારિક, તેમજ ચંદ્રવદનનાં ચિત્રો કરૂણાજનક હોઇ છાયાની ભુમિકામાં અજબ અસર કરી દે છે. રા. પુરૂષોત્તમનાં ચિત્રો બહુ સુન્દર અને ઝીણવટવાળાં હોય છે. પ્રત્યેક અંગમરોડ પર અને રગેરગથી ઝરતા ભાવ બનાવવાનો તેમનો સફળ પ્રયત્ન છે. એ ઉપરાંત રા. ત્રિભુવન પટેલ, જે. પી. પટેલ, ગો. ઉ, પટેલ, રવિશંકર પંડિત, એ. એચ. મુલર, માલી, જોશી, દમન, વી. ડી. વાગલે, શેખ અજબ, રંગાસ્વામી આયંગર, એ. એલ. નાણાવટી, બ્હેન જડાવ, કલાબ્ધિ, કલાકાન્ત, સુધાંશુ ચૌધરી, એન, એન, ટાગોર, પુતિન બિહારીદત્ત, સ્વ. ડી. રામરાવ વગેરે અનેક પૂર્વના ચિત્રકારોએ જનસમાજની તેમજ સાથે સાથે સ્વદેશની અપૂર્વ સેવા બજાવી છે. તેઓએ જુદી જુદી દિશાએ પ્રયત્ન કરી નવા નવા ભાવ સર્જવાનો અતી પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે, જેને માટે પૂર્વ તેમનું ઋણી છે.

પશ્ચિમના ચિત્રકારોમાં ઇ. જે. પોયન્ટર, વોરવીક ગોબ્લે, હરબર્ટ એ. બોન, આર્થર વાર્ડલે, એ. એ. હય, અને ગીઉલીઓ રોમેનોનાં ચિત્રો પાશ્ચિમિક વાનાવરણને રૂચતાં કલામય છે. ચિત્રક લુઇસ લુમર અટુલો રેખાચિત્રોમાં કુશળ હોવાનો દાવો કરી શકે છે; તદુપરાંત ડબલ્યુ એસ. વાયટેનાં ઐતિહાસીક ચિત્રો પણ સુન્દર તેમજ સચોટ હોઇ પાશ્ચિમાત્ય કલાને દિપાવનારાં છે.

ચિત્રકલા–ભૂમિકા પર બંગાલી (પૂર્વનાં) ચિત્રો કૈં અનેરો ભાગ ભજવે છે. ત્હેમનાં ચિત્રોમાં હિન્દુસ્થાનનું પુરાણું મનાતું સૌન્દર્ય, કોમલતા, સદહૃયના, નિખાલસતા, ઔદાર્ય, આર્યત્વ, વગેરે વગેરે ઉંડા ઉંડા ભાવ જણાઇ આવે છે. જ્યારે ગૂજરાતિ અને દક્ષિણની ચિત્રકૃતિઓમાં (વસ્ત્રોને બાદ કરતાં) બહુજ ઓછો ભેદ જણાય છે.

પૂર્વમાં વાર તહેવારના પ્રસંગે ન્હાની ન્હાની બાલિકાઓ ગૃહ આંગણીએ વિવિધ તરેહના સુન્દર સાથીઆ કહાડી ગૃહશોભામાં અભિવૃદ્ધિ કરે છે. મારા માનવા મુજબ પ્રાચીન સમયથી ચાલી આવતી આ પ્રણાલિકા છે, જે કલાનું પશ્ચિમમાં નામ નિશાનેય નથી.

મ્હારે કહેવું પડશે કે કેટલાક ચિત્રકારો તો કલાની ખાતર નહિ, કિન્તુ પૈસા કમાવાની ખાતર ચિત્રો દોરે છે, આવી રીતે ઉતાવળથી અને બેકાળજીથી—પોતાના પ્રખ્યાત નામ નીચે—દોરાયલાં સંખ્યા બંધ ઉપડી જતાં ચિત્રો કલાનો ધીમે ધીમે નાશ કરે છે.

સારા જગતનું કલાકેન્દ્રસ્થાન કહો તો તે હિન્દુસ્થાનજ છે. પૂર્વનાં ચિત્રોને માટે પશ્ચિમમાં કેટલેક અંશે માન છે. પશ્ચિમનાં પ્રખ્યાત સંગ્રહસ્થાનોમાં પૂર્વના કલાકારોની કૃતિઓ માનનીય સ્થિતિમાં બિરાજે છે. પશ્ચિમના પ્રમાણમાં પૂર્વમાં સંગ્રહસ્થાનો બહુ ઓછાં છે, તેમજ કલાની કદર કરનાર પણ બહુ ઓછા છે.

આટલા મન્થન પરથી એટલું તો સહેલાઇથી તારવી શકાશે કે પશ્ચિમની કલા સાથે સરખાવતાં પૂર્વની કલા શિખરે પહોંચેલી છે, હજુય ઉંચે ઉંચે આભમાં ઉડે છે. તથાસ્તુ.

**બી. પ્રફુલ્લકુમારરાય કલાન્તર**

મનુ—( ધૂનમાં ) જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે કપિઃ એ સત્ય
સૃજનજુનું છતાંય નૂતન છે.
અજય—(ધુંચવાતો) સમજાતું નથી, ન પહોંચે કોણ શામાં ?
મનુ—કેમ વળી ? કલ્પનામાંજ !
અજય—એટલે ?
મનુ—કવિ તો ફક્ત કલ્પનામાંજ ઉડે !
અજય—અને કપિ ?
મનુ—એ તો કલ્પના સાથે સાથે સિદ્ધ પણ કરી બતાવે.
અજય—ત્યારે શ્રેષ્ઠ કોણ, કવિ કે કપિ ?
મનુ—એ કલ્પવાનું કાર્ય તારે શિરજ સોંપું છું !

—૨.




## એક દૃશ્ય

સ્થલકાલઃ– સ્મશાનમાં રાત્રીના નવ વાગે.

[ પૂર્વ પરિચયઃ– અમાત્ય વિનોદરાય, હરબાલા ને તેમની એકની એક પુત્રી વિનોદિની; ત્રણેયને દેશી રાજ્યના જુલ્મે રાજ્ય છોડી જવાની ફરજ પાડી છે. અકસ્માત વિનોદિનીનો પતિ વિહારી પંચત્વને પામે છે. અગ્નિદાહના સંસ્કાર બીજા સહાયકોના અભાવે માત્ર ઉપરોક્ત ત્રણજ વ્યક્તિના હસ્તે કરવો પડે છે. —ચં. કુ. દવે ]

વિનોદિનીઃ–પિતા ! પિતા ! આ પરિતાપ ?  
હરબાલાઃ–હા દૈવ ! વિધિનાં આવાં વિધાન !  
વિનોદઃ–સરજનહારની એ લીલા !  
દુર્દૈવના એ ભૈરવી નાદ  
જીવન સંગ્રામનાં એ રણવાદ્ય  
પ્રબળ અગ્નિના એ પ્રલયતનખા  
આત્માને દાહે દિલને પ્રજવાળે એ.  
હરબાલાઃ–વિનોદરાય ! ચિતા ખડકાવી છે  
પણ...કોણ સ્થાપશે મૃત દેહને ?  
વિનોદઃ–દુર્ભાગી હુંજ તો – અન્ય કોણ ?  
વિનોદિનીઃ–એકલડા...  
હરબાલાઃ–તું ને હું...  
વિનોદિનીઃ–મ્હારી જીવનસફળતાનો એ સ્થંભ  
મ્હારા સુખનો એ ભાસ્કર  
આમ એકાએક હોલવાય.  
મૃતદેહને ચિતામાં મૂકી દાહવું,  
હા દૈવ ! કઠિનતા ! ક્રૂરતા ! કર્કશતા !

કર્કશ હૃદયના હોય છે પુરુષો તો.
કયમ પ્રકટાવીએ આતશના ઓઘ
દાઝે એની કાયા.
જ્હેને આપણે બોલાવીએ, બેસાવીએ, ચાહીએ
જગતનાં સુખનાં પાન જેના નીરથી થાય
જગતનાં તેજ ત્હેના તેજથી ઓપાય
જગતની લ્હાણ ત્હેના હસ્તે વ્હેંચાય
જગતનાં યાન ત્હેના ચરણે કરાય
જગતોદધિમાં નાવ જે હેતે હંકારે
તરે–તારે–અન્યને મુક્તિ દ્વાર ચિંધે
એ...અને કેટલુંય–ત્હેની આ દશા– ! ! !

વિનોદઃ–જગત્ પરિક્રમ્માની એ આપદાઓ.
સંસારસમુદ્રનાં એ તોફાની મોજાંઓ.
આશ્વાસન ને ધૈર્યના શબ્દ શણગારો
આપદાને વિદારી સાન્ત્વન સ્થાપો.

હરબાલાઃ–દિની ! ચેતનવિહીન શબનો શો અધિકાર ?
મનુષ્ય મનુષ્યના દેહને નથી ચહાતો
ચાહે છે એના પુણ્યવન્તા આત્માને એ.
અમર, અદાહ્ય, અછેદ્ય, અપરિમિત છે એ.
આત્માનું ચૈતન્ય–તેજ–પ્રભા–ઓજસ્,
તેજ માનવનું પ્રેમભાજન.
હાડ, માંસ, રૂધિર ને ત્વચાના દેહનો
સંબંધ નથી આપણે એનો.
જીવને જીવનો સંબંધ
દેહને દેહનું કાંઇ નહિ
દેહીને દેહી પીછાને
વિનોદિની ! વિધિને એ ગમ્યું.
દૈવને દારૂણ દુઃખો દેવાનાં હશે ને !

વિનોદઃ–વાતે તો વ્હાશે વ્હાણું
બાલા ! પાદાગ્ર અહીં સ્થાપો ત્હમે.

હરબાલાઃ—જ્હેનાં ચરણ ક્ષાલન કર્યાં,
તેનેજ ચિતામાં પધરાવવો.
જે દેહને મધુર સંભાષણો
અને લગ્નની મીઠી મઝા
અનુભવે મ્હારી પ્રિય પુત્રી
જ્હેનું અંગ દુખે મન ઝબેઝબે એનું
જ્હેના મધુર વચને હૃદય આહ્લાદે.
જ્હેના વદન ચંદ્રની ઉપમા કલ્પે
એ બધાં કાષ્ટ–ભક્ષણાર્થે અર્પવાનાં શું ?
ભગ્નાશ એ યૌવન ને તેજ
દિપક બુઝાનાં બુઝાઇ ગયાં.
એનાં આત્માનાં એ નૂર
ભસ્મીભૂત થવાનાં એ
દૈવનાં એ અબજોનાં બંધન
તોડયાં તોડાય નહિઃ છોડયાં છૂટે નહિ.

વિનોદિનીઃ—કયા વિચારની ગહનતામાં સરી પડી છે ?

હરબાલાઃ—દૈવના દંદની ! ( નિશ્વાસ નાખે છે )

વિનોદઃ— શા વિચાર, બાલે !

હરબાલાઃ—[ એના અક્ષરે અક્ષરે વિનોદિની આંસુ પાડે છે ને ઉષ્ણ
નિશ્વાસ મૂકે છે. ]
એનો એ સૌભાગ્ય–દિપક
માથાનો મુકુટ ને હૃદયનો રાજવી
એની આ......દશા ! ! !
[ વિનોદિની ધબ દઇ ધરણી પર ઢળી પડે છે.
હરબાલા વિનોદિનીનું માથું ખોળામાં લે છે. ]

હરબાલાઃ—( વિચારગ્રસ્ત ) દોરંગી દુનિઆના રંગ
શ્વેત ને શ્યામના એ પડછાયા
એક સરીખડા ધોળા ને શ્યામ.
શ્વેતેય જુઠું ને શ્યામે અસત્ય.
બન્નેય અચલ છતાં અજય
કાયાનાં બંધને બંધાયલાં

સંસારનાં ક્ષણિક સુખ
તે પણ વિચ્છેદ્યાં વિભુએ.
કુમળી કળી ઉગી–ખીલી–પણ...
ચુંટતાં ચુંટાઇ ચીમળાવ ને.
આત્માનાં તેજ આત્મામાં મળ્યાં.
[ વિનોદિની હાલે છે. સચેતન્ થાય છે. ]

વિનોદિની:–જીંદગીની અસત્યતા...
જીવનના ક્ષણિક ઉપભોગ...
દેહની લાલસા–મક્કમતા...
દુ:ખ રહે પણ દેહ...ના પડે.

વિનોદ:–સ્મશાન વૈરાગ્ય પર પરમાર્થરૂપની પ્રાપ્તિ નથી;
સ્મશાન ત્યજ્યું કે વૈરાગ્યે ત્યજાય.

હરઆલા:–જગતનું સુખ ને દુ:ખ જોનારાં એ નયન.
સુખ જોઇ આહ્લાદે દુ:ખ જોઇ દુ:ખાય.
તેજ વિહીન કદાપિ નથી થતાં એ
દુ:ખ કે સુખની છાંયડીથી.

વિનોદિની:–[ ભડભડ બળતી ચિતા તરફ દિગ્મૂઢ અવસ્થાએ ટીકી રહે છે. ]
ભડભડતી આ ચિતા ઉપજાવે છે–
સ્મશાનના શૂન્યકારમાં ભયનું વિરાટ્ સ્વરૂપ.
જાણે ભયાનકતા પરિણમી આગરૂપે,
પ્રેરે લ્હેરી સમા પોતાની જ્વાળા
રૂદ્રની ભયાનકતાને લજાવવા.
એકાક્ષના એ ઘોર ભણકાર,
ઉદરતૃપ્તિનીએ આશા
સ્મશાનમાંયે છોડતી નથી એમને.
[ એબાકળી બની વિહ્વલતાની સ્થિતિમાં પ્રવેશ કરે છે. ]

હરઆલા:–
દિની !!! અસ્ત થયો સૌભાગ્યચંદ્ર !!
સૌભાગ્યાકાશમાં છવાયો અન્ધકાર.
( સક્ષોભ ) ન શોભે આ સૌભાગ્ય–ચિન્હ.

ચન્દ્ર આથમતાં તેનાં કિરણો આથમે
સૌભાગ્ય-રક્ષક જતાં સૌભાગ્ય એ જાય.
સધવાવ્રતનાં કુમકુમ પગલાં ભૂસ્યાં છે દૈવે
કઠોર વિધવાવ્રતની કઠીનતા અર્પી છે
સ્વીકારી લે એ દૈવને પગલે.
જીતેન્દ્રિય થા—ઇન્દ્રિયદમન આદર.
જગતની દૃષ્ટિએ સધવાવ્રત ત્યજી
વિધવાવ્રતનાં આકરાં તપ આદર.

વિનોદિની:—એ...ટ...લે ?

હરૂબાલા:—

ત્હારા હસ્તદ્વયને દિપાવતી
શ્વેત હસ્તપર રક્તતા પાથરતી
રક્તવર્ણી એ કાચની બંગડી
ત્હારી સૌભાગ્યદર્શિકા
ન શોભે સૌભાગ્ય જતાં એ.
એજ ત્હારૂં સૌભાગ્ય.
એના નાશે એનોય નાશ.
ત્હારા કેશ-કલાપની મધ્યે
શ્વેતાકાશમાં શોભંતા તારલીયા સમોવડો
ઓપંતો એ કુમકુમ ચંદ્રક
સ્વહસ્તથી ભૂસી નાંખ્ય.
અને વ્યતિત થયે નવ દિવસો
તેલમાર્જનથી શણગારતી ત્હારા કેશકલાપ
દૂર કરવા પડશે ત્હારે એ.
રંગબેરંગી સાળુઓ,
રક્ત ને નીલવર્ણાં ચુંદડીઓ,
ભિન્નભિન્ન રંગાકૃતિથી ઓપતી સાડીઓ
ત્યજવી પડશે સદાએ ત્હારે
સર્પની કાંચળી સમાં એ.
હવે તો ઓઢજે કાળો કામળો.
ત્હારા કઠિન વ્રતનો ધ્વજ
હઠીલી વૃત્તિઓનો અંકુશ.

સંસારમાં છતાં સુખોથી વિરક્ત બનજે.
હજુતો કેટલીય બાધાઓ
પાળવી પડશે જીવનાન્ત સુધી.
બાલા ! વૈધવ્ય એ દુઃખની ખાણ છે !
સૌભાગ્ય–શિખરેથી પતન થયું
કે ઉગરવાનો આરો પરલોકમાં.

વિનોદિની:—

બાલા ! હરબાલા ! બેન ! ! !
શું કરે છે તું આ ? ?
જગતમાં રહેવું ને સુખનો ત્યાગ.
છતી આંખે દૃષ્ટિનો ત્યાગ.
યૌવનની આંખે લ્હેરમાં ન મ્હાલતાં
વાનપ્રસ્થાશ્રમમાં રહેવું.
પ્રગતિને ત્યાગી સેવવી અધોગતિને
ક્યાંનો છે એ અન્યાય ! ! !
વૈધવ્ય પ્રાપ્તિ થતા સુખના અસંભવ
રંગબેરંગી સાળુઓનો ત્યાગ,
રક્તવર્ણી બંગડી ને પીત કંકણોનો નાશ,
કુમકુમ ચંદ્રકનો અભાવ
કેશકલાપનો વિધ્વંસ
એ સઘળું શાને કાજ ?
**વિધવાઓ માટે જગત્ નથી ?**
**વિધવાનાં જુદાં રચ્યાં છે જગત્ વિભુએ ?**
**વિધવા એ દેહધારિણી**
**વિધવા એટલે જીવધારિણી નહિ ?**
વિધવા એટલે જગતમાં છતાં
જગતથી વિમુખ, અધઃપતનના દ્વારે
આત્માને હોમવા આવેલી અબળા કેમ ?

હરબાલા:—બાલે ! વિધવા એટલે વિરાગિણી
સધવા એટલે સરાગિણી.
વિધવાને નહોય જગતમાં મ્હાલવાં
કે સંસારની લ્હાણનો આસ્વાદ કરવો.

મંદિર તૂટે ને વાસ કચડાય,
અગ્નિ બળે તો કાષ્ટે બળે.
**આત્માનાં તેજ દૂર થયે**
**દિલનાં તેજ તજવાં પડે–**
**ને દેહનાં તેજ તજાય.**

વિનોદિની:–મ્હને ન ગમે એ.
સૌન્દર્યનો સ્વહસ્તેજ કરવો વિનાશ ?
સંસાર તો ગાડરીયો પ્રવાહ
કરમાં દીપક સાહી જળમાં ઝંપલાવે.
વિભુએ જે આપ્યું તેનોજ નાશ કરવો ?
સ્ત્રીનો તો એ સાચો શણગાર.
બા ! બેન ! આ રૂપમાં હું કેવી લાગું છું ?
ઘડીભર જોઇલે મ્હને આ રૂપમાં.
નહિ ગમું ત્હારા નયનને હું.
નહિ આદરૂં એ ખોટા આચારો–ઢોંગ.

સરબાલા:–ઢોંગ ! ઢોંગ ! ન્હોય ! ન્હોય ! એ !
સંસારનાએ આચાર–રિવાજ.
હિંદુ–રૂઢીના એ કાયદાઓ
ન તોડાય આપણાથી એ.
**સૌન્દર્ય–નષ્ટતાની જરૂર છે**
**વિધવાઓને અવનિપર કલિકાલમાં**
પ્રભુએ ધાર્યું દંડવા સુખ ને સૌન્દર્ય.
અને બાલા ! ત્હેનાજ આ દંડ,
પ્રભુને ન ગમ્યું તે માનવીને ગમે ?
ત્હારા વિધિના એ વાંક,
પૂર્વજન્મના કર્મનાં પ્રાયશ્ચિત્
દૈવની એ વિચિત્ર શિક્ષા.
દૈવી પથને ના ઓળંગાય
ત્હારા કંકણોને દૂર કર ! બાલા ! બેન !

વિનોદિની:–[ રીસથી ]
લે ! લે !... આ ત્હારાં કંકણ !
બેન ! બેન ! સંભાર ! સંભાર ! યાદ છે ?

અખાત્રીજના શુભ દિને
સાયંકાલે શંકર–મંદિરે પ્રસ્થાન કરતાં,
કેવા આગ્રહથી પહેરાવ્યાં હતાં કંકણો ત્હેં ! !
અને આજે એજ દૂર કરવા સંબોધે છે તુંજ !
તેટલાંજ યાદ છે ને બેન !
ભવાનીના મંદિરે જતાં,
દ્વાર બ્હાર મળી પેલી વિધવા,
ત્હેં કહ્યું "શુભ શુકન નથી એ !"
આપણો અશ્વ ભડક્યો,
ગાડીવાનને ઇજા થઇ,
ધિક્કારી ત્હમે તે બાઇને.
અને આજે !...મ્હારી એજ દશા ! !

[ કંકણ ને બંગડીઓ કાઢી ચિતામાં હોમે છે. ]

હવે ! હવે ! હજુ શું છે અવશેષ ! !
આવાં દુઃખથી તો સતી થવું ઉત્તમ.
સતી થવાનાં ક્ષણભર દુઃખ.
આતો જીવનપર્યંતનો વહ્નિ
ધીરે ધીરે દહે ને પ્રજાળે.
પણ કેશકલાપ દૂર કર્યે શું ?

હરબાલા:–સૌન્દર્યનો નાશ, વિકારનો ભંગ
મર્દન ને માર્જનનો ત્યાગ.
સૌભાગ્ય–અસ્તનાં નિશાન
કુમકુમ ને કેશના નાશથી જણાય.

વિનોદિની:–સૌન્દર્યનો નાશ કરી
દેહને દુઃખ દઇ વિકારને શામવો–
દૈવ–અર્પ્યાં સૌન્દર્યને નાશ કરવા
શાને આદરવા એ વ્યર્થ ઉદ્યમ ?
તેથી સતી થવા દેવી તેજ શ્રેષ્ટ.

હરબાલા:–'સતી' એટલે આત્મહિંસા.
અહિંસા એજ પરમ ધર્મ છે.

વિનોદિની:-જો "સતી" એજ હિંસા છે,
તો કાપી નાખો વિધવાના હાથપગ.
નાક કાપી બનાવો બેડોળ એને.
કેશ, ચાંદલા કે કંકણના હરણથી
સૌન્દર્ય નષ્ટ નથી થતું.
વિકાર શામવા તો આત્મનિગ્રહ જોઇએ,
ઇન્દ્રિયનિગ્રહ એ પ્રથમ પગથીઉં છે
વિકારને શામવાનું.
આત્મતેજના જ્ઞાન વિના
બેડોળતાથીજ શીલ ન સચવાય.
બેન! જગત આડે માર્ગે વળ્યું છે.
દયાહીન છે લોકદષ્ટિ કે
નિન્દે છે એ રિવાજ–ભંગને.
એક કુમળી બાળાના દિલ–દીપકને
હોલવવો આવા પ્રબળ ઝંઝાવાતથી.
માનસિક દુઃખ ભેગી વધારવી
આપદાઓ શરીરની સ્વહસ્તેજ.

[ કેશ છૂટા કરે છે. એકદમ ઉભી થાય છે. ]

બેન! બેન! સંસાર મારે માટે નથી.
પવનના સપાટાથી ઉંધું થયું
કલ્પનાના પ્રવાહમાં તરંગ–નાવલડું.
ઓ દૈવ! ઓ દયાહિન દેવ!
ઓ લોહીતરસ્યા કાલ! ઓ યમરાજ!
લે! લે! લે! મારા દેહનાં બલિદાન!

[ દોડી જઇ ચિતાપર બેભાન થઇ પડે છે. વિનોદરાય અને હરબાલા ગભરાઇ જમીન પર ચિતા પડે છે. પ્રલયકાળના અગ્નિશી ચિત્તની જ્વાલા વિનોદિનીને સંકેલી લે છે. ભડભડ જ્વાળા પ્રજળે છે. સર્વત્ર માત્ર લાલ પ્રકાશ વિના અંધકાર ને શૂન્યતા સાથે ભયાનકતા મૂર્તિમન્ત થાય છે.*

**શ્રી. ત્ર્યંબકલાલ કુશળજી દવે બી. એ.**

* "વિનોદિની" નામક મારા અપ્રસિદ્ધ નાટકમાંથી થોડા ફેરફાર સાથે.



# ક્રાંતિના ઘોષ !

જગતમાં આજે સર્વત્ર પરિવર્તનનાં મોજાં ફરી વળ્યાં છે. પૃથ્વીના પડ ઉપરનો કોઇ દેશ હવે એવો નથી રહ્યો કે જ્યાં તદ્દેશીય માનવ–પ્રગતિની વાંચ્છના પ્રકટી ન હોય.

પણ જગતના ઇતર દેશોની પોતપોતાની ભાવના વિકસાવવા માટે જોઇતાં અનુકૂળ સાધનો હોય છે. જ્યાં માણસ મારવાં એ મગતરાંને મસળવા સરખું સાધારણ કામ ગણાતું–તેવા અફઘાનીસ્તાન જેવા જગતની વિવિધ પ્રવૃત્તિથી અળગા પડેલા અને પહાડોના ખડકોમાં વસેલા દેશે પણ પ્રગતિની નૂતન ભાવના ઝીલી. પ્રાણથીયે પ્રિયતર વતન માટે એ દેશના અમીર અમાનુલ્લાએ અઢળક ભોગ આપ્યા અને નવા ઇતિહાસ લખ્યા. ઈંગ્લાંડનો રાજા આપખુદી માટે વધસ્તંભ ઉપર ચડ્યો. ઔરંગઝેબે રાજ્યના લોભને ખાતર કંઇક પ્રપંચો કર્યા, રૂશીયાના ઝારે જાલીમ રાજદંડ પકડી રાખતાં પોતાનાજ પગ ઉપર કુહાડો માર્યો, પણ અફઘાનીસ્તાનના અમીરે તો પોતાના દેશની સ્વતંત્રતાને ખાતર, પોતાની પ્રજાના જીવનવિકાસને ખાતર, જગતની ઇતર પ્રજાઓમાં પોતાના દેશને ગરવું સ્થાન અપાવવાના ઉજ્જ્વલ આદર્શને ખાતર દશ દશ વર્ષ સુધી અહોરાત્ર તપશ્ચર્યા કરી અને છેવટે એજ પ્રજાવાત્સલ્યથી પ્રેરાઇને રાજપાટનો–વતનનો ત્યાગ કર્યો. અને આજે એ રક્તરંગી ઝનુનની આગ હોલવવા એક બીજા રણધીર અફઘાન સરદારે રાજની લગામ હાથમાં લીધી છે.

આમ જે દેશની સંસ્કારિતા અને પ્રગતિ વિષે ઝાઝી આશા ન રખાય તેવા દેશમાં પણ રાષ્ટ્રચેતનની જ્યોત પ્રકટી છે, અને સંજોગ અને સમયાનુસાર સર્વત્ર કંઇ કંઇ પરિવર્તનો કરીને જગતના નવા ઇતિહાસ ઘડયા છે.

પણ આ પ્રસંગે આપણો દેશ–હિંદુસ્થાન ક્યાં ? ક્યાં એ આપણા ત્યાગી અને તપસ્વી પૂર્વજો ? ક્યાં એ આપણા મહારથી સુભટો ? ક્યાં એ આપણા ધનુર્ધરો ? ક્યાં એ આપણા યશોધન ક્ષત્રિવરો ? ક્યાં એ

આપણા સ્વમાન અને ઉજ્વલ કીર્તિને અમર રાખવા મૃત્યુ સાથે ખેલ ખેલતા ટેકીલા રજપુતો ? ક્યાં એ કેસરભીના પતિને યુદ્ધઘાટે વિદાય આપતી નરસિંહોની સિંહણસમી શૂરી જનેતા ક્ષત્રાણીઓ ? ક્યાં એ પતિને અર્થે હસતે વદને સતીત્વની આગમાં સિદ્ધાંતના અમરત્વને અર્થે સ્થૂલ દેહને ભસ્મ કરી નાંખનારી વીરપત્નીઓ ?

પ્રાચીનતાનાં એ સત્ય—શૂરાતન ગયાં, સતીત્વનાં એ તેજ ગયાં, સ્વમાનની એ આગ બુઝાઇ ગઇ, કર્તવ્યના એ પુરૂષાર્થ ગયા, સિદ્ધાંતની એ નિશ્ચલતા ગઇ અને આજે પરાધીન દશામાં હિંદની તેત્રીસ કોટિ પ્રજાનો એક પ્રચંડ જનસમૂહ અવાચકની જેમ જગતના ઇતર દેશોની પ્રગતિ નિહાળે છે ! તેનું અંતર તલપે છે, પણ ગુલામીનાં બંધન તેને જકડે છે. તેનો આત્મા ઉડવા મથે છે, પણ આત્મસિદ્ધિને રૂંધનારી જંજીરો તેને ગુંગળાવે છે. માનવવિકાસની લગભગ તમામ દિશાઓમાં આ પરતંત્રતાનાં જગિત બંધનો હિંદની નૈસર્ગિક શક્તિનો અવરોધ કરનારાં જણાયાં છે, અને તેથીજ જગતના કોઇપણ દેશ કરતાં અપ્રતીમ અને અલૌકિક સંસ્કૃતિનો મહામૂલો વારસો હિંદને મળેલો હોવા છતાં આજે પ્રાણ વિનાના દેહ જેવું હિંદનું પ્રજાત્વ નષ્ટચેતન થઇ પડયું છે.

પણ એ સ્થિતિનેયે અંત હોય. કામનાએ કોઇ દેશને છોડયો નથી, છોડવાનું પણ નથી. જ્યાંથી આપણે આપણું સર્વસ્વ ગૂમાવ્યું ત્યાંથીજ આપણે તે પુનઃ મેળવી શકીશું. અને એ ભાવના આજે હિંદમાં જાગૃત થઇ છે. એ જટિલ ગુલામીનાં બંધનો હવે આપોઆપ ઢીલાં થતાં જાય છે, અને ઇતર પ્રજાઓનો મુકાબલો કરનારી રાષ્ટ્રપ્રગતિની ભાવનાએ ભારતવાસીઓનાં હૈયાં હલમલાવી મૂકયાં છે.

અને એ સમયે યુવાનોનું સ્થાન સૌથી આગળ હોય એ દેખીતું છે. કોઇપણ દેશની પ્રગતિ યુવાનો વિના સિદ્ધ થઇ શકી નથી. વૃદ્ધાવસ્થા એ ડહાપણ હશે; બાલ્યાવસ્થા એ મસ્તી હશે; પણ યૌવન એ તો પ્રગતિ છે. યૌવન માનવશક્તિના વિકાસની કુદરતી અવસ્થા છે. અને એ શક્તિએ પાણીના પુરની માફક જરીપુરાણાં બંધનો તોડી—ફોડીને પોતાના માર્ગ મોકળા કર્યા છે. હિંદમાં પણ એજ શક્તિ આજે ચક્રવર્તિનાં સિંહાસન પણ ડોલાવી રહી છે. એજ શક્તિએ સંપૂર્ણ સ્વતંત્રતાનો નાદ પોકાર્યો, એજ શક્તિએ શિરસાટે પણ સ્વતંત્રતાની સિદ્ધિની હાક વગાડી, એજ શક્તિએ "અમારૂં અમારે માટે" નો સિદ્ધાંત ગજાવ્યો, એજ શક્તિએ

આજે કોંગ્રેસનું સુકાન ભારતના આદર્શ વીર, સાહસમાં શૂર અને કર્તવ્યમાં પૂર જવાહરલાલના હાથમાં મૂક્યું. એ શક્તિ આજે ઈંગ્લાંડના ઉસ્તાદોને પણ થંભાવે છે—ને એજ શક્તિ ભારતના નવા ઇતિહાસની રચના કરી રહી છે.

અને તે વખતે ગુજરાતના યુવકો શું હાથપગ જોડીને બેસી રહેશે ? શું એ ગુલામખાનાનો મોહ ગુજરાતના યુવાનો નહિ છોડે ? કોઇ કહે છે કે યુવાનોને—વિદ્યાર્થીઓને વળી રાજકારણ કેવાં ? તેમણે તો અભ્યાસ સંભાળવો ! પણ એ અભ્યાસ શાનો ? જે શિક્ષણે યૌવનતેજ હણ્યું, જેણે પુરૂષાર્થનો ધ્વંસ કર્યો, જેણે ગુલામખાનાની શોભા નિરખનારા ગુલામો પેદા કર્યા, જેણે દેશભક્તિની ભાવનાનો ભોગ લીધો, જેણે સમસ્ત પ્રજાને કેવળ સુધારા અને સંસ્કૃતિના બીલ્લા ગળે ઘાલીને ફરનારી કહેવાતી ગોરી પ્રજાઓના ભારવાહી પશુઓ જેવી સ્થિતિ કરી તે શિક્ષણની કિમ્મત કેટલી ? આચાર્ય કૃપલાનીએ થોડાજ વખત ઉપર આ પ્રશ્નનો જવાબ આપ્યો છે, અને શિક્ષણ જે ચારિત્ર્ય તથા ઉજ્વલ ભાવનાના ચણતરનો પાયો ગણાય તેનાંજ મૂળનો ઉચ્છેદ કરનારા અને પરદેશની વિપરીત સંસ્કૃતિની પોલી નકલ ઠેસવનારા આજના શિક્ષણ કરતાં દેશસેવાને તેમણે વધારે મહત્વનું શિક્ષણ ગણ્યું છે.

અને યુવાનો—વિદ્યાર્થીઓએ દેશની પ્રગતિમાં ક્યાં ભાગ નથી લીધો ? ચીનનો ઇતિહાસ જૂઓ. ત્યાંના ત્રણલાખ વિદ્યાર્થીઓએ સરકારની તુંડાઇ સામે માથાં ઉચક્યાં અને સત્તાનાં ગુમાન ઉતાર્યાં. ઇટલી, રૂશિયા અને જાપાનમાં પણ વિદ્યાર્થીઓ પોતપોતાના દેશની પ્રગતિમાં હંમેશાં મોખરે રહ્યા છે. ફક્ત પરદેશીઓને કામધેનુ સમ થઇ પડેલો એક આજ દુર્ભાગી દેશ એવો છે કે જ્યાંના વિદ્યાર્થીઓની—યુવકોની દેશભક્તિની ભાવના ઉપર, તેમના જ્વલંત ઇતિહાસ ઉપર, તેમની પ્રેરક સંસ્કૃતિ ઉપર અને સ્વાભાવિક પ્રગતિનાં તેમનાં આંદોલનો ઉપર વિસ્મરણનાં કે અવરોધનાં આચ્છાદનો સદાનાં હોય છે.

પણ આજની જાગૃત અવસ્થાએ એ પડદા હવે ચીરી નાખ્યા છે. અને ક્રાંતિનો રાષ્ટ્રઘોષ આજે ભારતમાં ચોગરદમ ગાજી ઉઠયો છે. એ ક્રાંતિ તલવારની ધારે નહિ આવે, એ ક્રાંતિ એકાદા બોમ્બના ગોળામાંથી નહિ ફુટે, એ ક્રાંતિ કેવળ રક્તપાતથીજ નહિ થાય, પણ મહાત્માજીએ હિંદને આપેલી સ્વાર્પણની ચમત્કારી જડીબુટ્ટી એ ક્રાંતિ અને એ ઉદય સિદ્ધ કરશે. ગુજરાતના યુવાનો ભારતના મહાન ક્રાંતિકારનો એ સંદેશ ઝીલી અને ભારતની રાષ્ટ્ર-પ્રગતિમાં પોતાનો યશસ્વી ફાળો આપે !

**રા. કાલિદાસ શેલત.** તંત્રી—"પ્રતાપ."

# વસંત

ભવ્ય ભાલ સુમ-સુંવાળી
હૃષ્ટ હસિત વદનવાળી
શરીર સોહે કમળ લાલી
વિચરતી વસંત. ૧

વસન ઝગહળે સુનેરી
કાન્તિ લીલા કુસુમકેરી
સુમનગંધ સૌમ્ય વેરી
વિચરતી વસંત. ૨

રંગ રેલી પ્હેરી ચોળી
મંદ મંદ મધુર બોલી
હૃદયનાં સુદ્વાર ખોલી
વિચરતી વસંત. ૩

હરણ નયન, હારી ચાલ
મુગ્ધ બનત જો મરાળ
રીઝવી પશુ વિહંગ-બાળ
વિચરતી વસંત. ૪

હર્ષમાં દીપે દિગંત
વિટપ વેલી વન હસંત
પૃથ્વી પરિમલે લસંત
વિચરતી વસંત. ૫

નવ્ય જીવન વેણુ વાભ
સૃષ્ટિ શક્તિ સુરસુહાભ
સ્વર્ગનાં શું સુખ લ્હાભ
વિચરતી વસંત. ૬

પ્રેમ મૂર્તિ રસ અનંત
મસ્ત નવિન જગ દિસંત
ગોપી રમણ ગો ચરંત
વિચરતી વસંત. ૭

**રા. અમૃતલાલ નાં. ભટ**



# એકજ ધૂન

કેટલાંક વર્ષ ઉપર બારેક વર્ષના એક અંગ્રેજ–છોકરા સાથે હું સહેજ હળવી વાતો કરી રહ્યો હતો. વાત કરતાં મેં કહ્યું કે "હવે અંગ્રેજોમાં કાંઇ બહુ દમ રહ્યો નથી; જર્મની, ફ્રાંસ, અને અમેરિકાના લોકો અંગ્રેજો કરતાં ક્યાંએ ચઢી જાય તેવા છે!" આટલું હું બોલી રહ્યો નહિ હોઉં તેટલામાં તો આ નાના બાર વર્ષના અંગ્રેજના બાળકનો મિજાજ તેજ થઇ ગયો. એની આંખોમાં હજારો તારાનાં તેજ કુદી રહ્યાં; એના નાનકડા પાટલુનના ગજવામાં બે હાથ ઘાલી, પગ સરખા કરી, છાતી કાઢી, વીરની માફક એ ટટાર ઉભો, અને સ્વસ્થ ચિત્ત,દૃઢ અવાજે એણે ઉત્તર આપ્યો કે "અંગ્રેજ જગતમાં સૌથી શ્રેષ્ટ છે. એની બરોબરી હજી કોઇએ કરી નથી, અને કોઇ કરી શકશે નહિ. અંગ્રેજને હરાવનાર જગતભરમાં કોઇયે નથી." નાના નિર્દોષ બાળકના મોંમાંથી આવા જુસ્સાભરેલા શબ્દો પડતા જોઇ હું ચકિત્ થઇ ગયો. સને એજ સમયે સચોટ ભાન થયું કે અંગ્રેજના હાથમાંથી આપણે છૂટવું એ સહેલું નહિ પડે. જે દેશના બાળકને ગળથુથીમાંથી માતાપિતા નિર્ભયતા અને ઉત્તસતાનો મંત્ર શિખવી રહ્યા છે. તે દેશના બાળકનો હાથ હિન્દુસ્થાન ઉપરથી કેવળ વાતો કર્યે નહિ હડસેલી શકાય. અંગ્રેજ–યુવાનો કરતાં વધારે ઉત્કટ સ્વમાનની લાગણી, મગજની ખુમારી, કાર્ય-દક્ષતા, અને કર્તવ્ય-પરાયણતા આપણે ડગલે ને પગલે દેશની લડતમાં બતાવવાં પડશે; ગઇ લડાઇમાં અંગ્રેજ યુવકોએ જર્મની સામે બતાવ્યાં હતાં તેનાથીએ વધારે–ઘણાં વધારે. અંગ્રેજ યુવક સ્વતંત્ર હતો. લડાયક સાધનો તૈયાર કરવાની અને લશ્કરી તાલિમ લેવાની એને પૂરેપૂરી સવડ હતી. આપણે તો જકડામણમાં–ભદ્રંભદ્ર સ્વભાવના વડીલો અને સરકાર બન્ને તરફની જીવકચડતી જકડામણમાં–કામ કરવાનું છે. એટલે આપણે લડતની તૈયારી પણ તેવીજ કરવી પડશે. હૃદયની સહેજ પણ દુર્બલતા આપણને પાછા પાડશે. આકળાપણુંયે કામ નહિ આવે. ખોટી શરમનો નાશ કરવો પડશે. વડવાઓની ઘણીયે આજ્ઞાઓ અને માન્યતાઓની પૂર્ણ વિનયથી અને દૃઢમને અવગણના કરવી પડશે; અને આમ કરતાં કેટલાંક વહાલાંઓનાં

આંસુ સ્હામે ગજવેલના કોટ સમાં કઠણ કાળજાં બનાવવાં પડશે. વળી યુવકોએ સરકારની નોકરીની આશાનેયે તિલાંજલી આપવી પડશે. કોર્ટમાં વકીલાત કરવી પણ નહિ પાલવે. વકીલ એ તો કાયદાની દ્રષ્ટિએ કોર્ટના અમલદાર લેખાય. એટલે પ્રેકટીસ કરતો વકીલ જો સરકાર સ્હામે પૂર જોસમાં માથું ઉચકે તો કોર્ટ એની સનદ પાછી ખેંચી લે. પ્રેકટીસ કરતાં ઘણાય વકીલો; જો મહાસભા સ્વતંત્રતાનો ઠરાવ કરે તો મહાસભા મૂકી નાશી જાય. અને તેથી અત્યારથીજ ઘણાયે વકીલો કેવળ સંસ્થાનિક સ્વરાજ્યની વાતનેજ વળગી રહ્યા છે.

દેશનો અન્ય સ્વતંત્ર દેશોના જેવો સાચો **ઉદય** ઇચ્છનારાઓના દિલમાં તો રાતદિવસ **એકજ ધૂન** શોભે. જેમ હનુમાનને હૈયે રામ, તેમ એમના દીલમાં દેશ. હનુમાન જેવી એકનિષ્ઠાજ રાવણને મારવામાં કામ લાગે. પાંચ પચાસ વાતો કરે કાંઇ ન વળે. એ તો વ્યભિચારવૃત્તિ કહેવાય.

પેલો અંગ્રેજનો બાર વર્ષનો બાળક સાંભરે છે, ત્યારે આપણા ઘણાયે યુવકો જોતાં મને કાંઇ કાંઇ ભ્રાંતિ થઇ આવે છે. આશા રખાય છે કે આપણા યુવકો અંગ્રેજોને પહોંચી વળશે ખરા. ઇશ્વર આપણા યુવકોમાંથી અસંખ્ય ભીષ્મ, અર્જુન, કર્ણ, અને ભીમ પેદા કરો !

**ડૉ. ચન્દુલાલ મણીલાલ દેશાઇ**
તંત્રી—' વિકાસ '

---

**વ્હાલમનાં વ્હાલ**



: : અંજની : :

વ્હાલમની વ્હાલપ વિકસાવે,
ઉગતા યૌવનને અજવાળે,
નયનવિષે નવરસ ઉભરાવે,
વ્હાલમનાં શાં વ્હાલ ?
હૃદય હૃદયશું ભેટે ભાવે,
ઉરનાં • આમંત્રણ અકળાવે,
ચુમ્બનની હેલી વરસાવે,
વ્હાલમનાં શાં વ્હાલ ?



**રા. "અનિશ્ચિત"**




( ૧ )

સરોજ એ જુના જમાનાની ‘ કહ્યાગરી ’ છોકરી ન હતી. સુદૃઢ, મજબુત, સંસ્કારી અને હસમુખી એ ૧૬ વર્ષની બાલા ઉપર વીસમી સદીની છાપ સ્પષ્ટ પડી ચુકેલી હતી. વીસમી સદીની છાપ એટલે સ્વચ્છંદતાની નહિ—સ્વતંત્રતાની, નૈતિક હિમ્મત અને સાહસની. જગતના પ્રશ્નોના નિકાલ માટે ચારે અવસ્થામાં સ્ત્રીને પુરૂષની જરૂર છે, એ સરોજને મન હસવા સરખી વાત હતી. અને આ મજબુત માન્યતા પોતે ધરાવતી હોવાને લીધે, તેની વધતી જતી વયે તેના કુટુંબમાં જે પ્રશ્ન ખડો કર્યો હતો, તેમાં વડીલોની સામે મોરચા માંડવાનું ભાગ્ય તેને પ્રાપ્ત થયું.

સર્વ સ્થળે, સર્વ આશ્રમોમાં સ્ત્રી પરાધીન છે, તે જો સ્વતંત્રપણે કાંઇ કરવા જાય તો અનર્થ થવોજ જોઇએ, એમ અડગ શ્રદ્ધાથી માનનાર નૌતમલાલ દાઢીએ હાથ ફેરવતા જુની આંખે નવા તમાસા જોઇ રહ્યા હતા. પતિ પસંદ કરવામાં છોકરીનો અવાજ શા માટે હોવો જોઇએ, તેમજ પોતે નક્કી કરી આપેલા ગૃહસ્થ ઉપર છોકરી પતિભાવ શા માટે ન ધારણ કરે—પ્રેમ કેમ ન રાખે એ તેમને માટે એક સમસ્યા હતી. અને હોયજ ને ? બાપડા નૌતમલાલને કે બિચારી સવિતાને ઓછાંજ એવાં સદ્ભાગ્ય પ્રાપ્ત થએલાં !

“ મુહૂર્ત તો પાસે આવી પહોંચ્યું ! ” સવિતા—સરોજની મા—પાન બનાવતાં બોલી.

હીંચકા ઉપર બેઠેલા નૌતમલાલે ચિંતાતુર વદને ટોકું ધુણાવ્યું, અને કહ્યું, “ હા. મેં તો બધી તૈયારી કરવા માંડી છે પણ આ સરોજ ક્યાં માને છે ? ”

“ નહિ માને તો ક્યાં જશે ? એવું તે કાંઇ થાય કે ? કદી બાપ-જન્મારામાંય એવું સાંભળ્યું છે ? ”

સવિતાના આ શબ્દોએ ખુરશી પર બેઠેલા વીરેન્દ્રને ચમકાવ્યો. હિંદુસ્થાનનો દિપોત્સવી અંક ટેબલ ઉપર મુકી તે વાતમાં રસ લેવા લાગ્યો. ઘડીમાં નૌતમલાલ તરફ, ઘડીમાં સવિતા તરફ, અને ઘડીમાં મસ્તીપૂર્ણ અદાથી કંઇક હસતી—પણ શરમાયા વગર સાંભળી રહેલી—સરોજ તરફ તેની નજર ફરવા લાગી. સરોજ તરફ જોતાં તેને સ્હેજ હસવું આવી ગયું.

વીરેન્દ્ર એ પાડોશમાં જ રહેતો ૨૨ વર્ષની વયનો પહેલવાન હતો. તે સુંદર ને મોહક શરીર ધરાવતો ગુરૂકુળમાંથી તાજેજ બહાર નીકળી આવેલો બ્રહ્મચારી હતો. બળવાખોર વિચારો પ્રસરાવતા 'ઉદય' માં તે સબ-એડીટર તરીકે જોડાયો હતો. સરોજ સાથેના સહવાસે તેના બ્રહ્મચર્યના કિલ્લામાં ગાબડાં પાડવાં શરૂ કર્યાં હતાં; અને સરોજ તેના કિલ્લાના ગૃહસ્થાશ્રમનાં દ્વાર કયારે ખોલે તેની આશાપૂર્ણ હૃદયે રાહ જોઇ રહ્યો હતો.

કિશોરાવસ્થાને ગૃહ-ઉમ્બરે ઉભેલી, યૌવનના બાગમાં કુદવાને તૈયાર થતી સરોજ જ્યારે જ્યારે વીરેન્દ્રને જોતી, જોતી શું નિહાળતી, ત્યારે ત્યારે અકથ્ય આનંદદાયી ભાવોથી તેનું હૃદય ભરાઇ જતું, કેમ જાણે શરીર જાગૃતિમાં આવી જતું; જાણે એક જાતનો આરામ લાગતો. પુરૂષજાતિમાં છૂટથી ભળવા છતાં, બીજા કોઇનાં મિલને નહિ અને માત્ર વીરેન્દ્રના મિલનથી જ કેમ આ ભાવો જાગતા તે પ્રથમ સરોજ ન સમજી શકી.

પણ આજે બધું સમજાયું. એ શું હતું, તેનું દિલ શું માગી રહ્યું હતું, વીરેન્દ્રની આંખમાં શું છુપાયું હતું, તે બધું આજ સમજાયું. એક બીજાની સામે જોતાંજ સરોજ ને વીરેન્દ્ર અન્યો અન્યનાં દિલ વાંચી લીધાં. એક બીજાના સ્નેહે આજ મૂર્ત રૂપ લીધું, એની પૂર્તિ રૂપે બન્નેના મુખ ઉપર અધુરાં હાસ્ય છવાયાં. નૌનમલાલે આ જોયું. એક પલભર તેમને થયું કે અભિમન્યુ ને ઉતરા સમી આ જોડી કેવી શોભે ? પણ બીજીજ પળે રૂઢીએ આ સુવિચાર દૂર કર્યો. ખેડાવાળ વિરેન્દ્ર નાગર સરોજને કેમ પરણી શકે ?

"બાપુજી, લગ્ન એ મ્હારો સ્વતંત્ર હક્ક છે. મારા **મોટા કાકા** અને એવા **હરિશંકરભાઇ** ઉપર મને હંમેશાં પિતા ભાવ જ ઉપજ્યો છે. એમના ઉપર હું પતિભાવ કેમ રાખું ?......મારી સંમતિ વગરનું લગ્ન કરવાનો તમને અધિકાર નથી......( ત્યાંથી જતાં જતાં) જેને મેં વડીલ માન્યો છે...(ખૂબ હિમ્મત લાવી )...તેની પત્નિ હું નહિ બની શકું !"

સરોજ શરમ છોડી આટલું બોલી ગઇ. તેની હિમ્મત ઉપર વીરેન્દ્ર દિવાનો બન્યો. થોડીવાર બેસી રહ્યો, પણ તેનાથી ન રહેવાયું. તે પણ તેની પાછળ ગયો. બોમ્બ જેવા સરોજના શબ્દોથી ડઘાઇ ગયેલાં માબાપને આની ખબર ન પડી. પરિણામે જે વખતે તેઓ એક બીજાનાં મ્હોં જોઇ રહ્યાં હતાં; તે વખતે બે જુવાનિયાં આ લગ્ન અટકાવવાનો ઉપાય યોજી રહ્યાં હતાં. ઉપાય સંપૂર્ણપણે યોજાઇ રહેતાં જ બન્નેના મુખ ઉપર ખુશાલી દીપી નીકળી તે જ વખતે તેઓએ સર્વવ્યાપકને સાક્ષી રાખી ગાંધર્વ-લગ્ન કરી નાખ્યાં અને... આવા સંજોગોમાં કયા પ્રેમીઓનાં મન ઝાલ્યાં રહ્યાં છે ! !

"હરિશંકરને ૫૦ થયાં અને સરોજને ૧૬ તેમાં શું ? સરોજ એમને પરણે તો એમાં શું બગડી ગયું ?" બાપડા નૌતમલાલને શું બગડી જાય તે સમજાતું ન હતું !

( ૨ )

વરરાજા સાથે જાન આવી પહોંચી અને ધર્મશાળામાં ઉતારો અપાયો. "૧૬ વર્ષની સરોજ જેવી કેળવાયલી રૂપસુન્દરીનો આવતી કાલે સ્વામી થઇશ" એ વિચારે ફુલાતા વરરાજા–હરિશંકરને ખ્યાલ નહોતો આવતો કે જેને તેઓ વરવા નીકળ્યા છે, તેને ઘણીવાર 'દીકરી' ના સંબોધનો તેઓ કરી ચૂક્યા છે ! પણ જ્યારે બ્રહ્મા જેવા ભૂલ કરે ત્યારે બાપડા હરિશંકરનો શું વાંક ?

લગ્ન આડી આજનીજ રાત બાકી હતી. આજે જો યોજેલા ઉપાય અમલમાં ન મૂકાય તો પછી સરોજનું આવી બન્યું. બન્ને પ્રેમીઓને આ વાતનો પુરેપુરો ખ્યાલ હતો.

મુસાફરીના થાકથી થાકી ગયેલી જાન અને થાકી ગયેલા વરરાજા રાત્રીના દશ વાગ્યામાં તો ઘોરવા લાગ્યા.

કલાક ગયો બે કલાક ગયા. નૌતમલાલના ઘરનું દ્વાર ખુલ્યું, ને અંદરથી એક સ્ત્રીમૂર્તિ નીકળી. સામેજ વીરેન્દ્રના ઘરનાં ખાલી દ્વાર ખોલી તે મૂર્તિ અંદર ગઇ. થોડીવારમાં બે વ્યક્તિઓ–વીરેન્દ્ર ને પેલી મૂર્તિ–પછેડીઓ ઓઢી ધર્મશાળા તરફ ચાલવા માંડયાં. ધર્મશાળાના દ્વાર આગળ આવતાંજ વીરેન્દ્રે ગાવા માંડયું:

"ન ખુદા હી મીલા, ન વીસાલે સનમ
"ન ઇધરકે રહે, ન ઉધરકે રહે..."

ધીમે ધીમે કમાડ ખુલ્યાં ને અંદરથી પ્રફુલ્લનું હસતું મુખ દેખાયું. "આવી પહોંચ્યો વીરૂ ? ને આ કોણ, સરોજ બેન ?" પ્રફુલ્લ બોલ્યો. ઉભયે કૃતજ્ઞતાથી તેનો આભાર માન્યો. પ્રફુલ્લ સાનન્દ જોઇ રહ્યો.

ત્રણે જણ જ્યાં વરરાજાની પથારી હતી, ત્યાં ગયા. વીરેન્દ્રે સરોજનો ખભે હાથ મુકી કહ્યું, "સરોજ, આ તારો..." વીરેન્દ્રનું મુખ દાબતી સરોજ હસી પડી.

જરા શાંતિથી ઢંઢોળતાં તો આંખો ચોળતા વરરાજા ગભરાતા ગભરાતા બેઠા થયા. બે પુરુષ ને એક સ્ત્રીને જોતાં તેમને શું ચાલી રહ્યું છે તે ન સમજાયું. એક જાતનો ડર પણ તેમને લાગ્યો.

થોડીવારમાં તેઓ જાગૃતિમાં આવ્યા. પ્રફુલ્લ બોલ્યો, "વરરાજા ! ઓળખ્યા કે આ લોકોને ? આ સરોજ, આ વીરેન્દ્ર." સરોજ બોલી,

"હરિકાકા, જેવા આવ્યા છો તેવા પાછા જજો. મારૂં લગ્ન થઇ ગયું છે."

"હેં, કોની સાથે?" મહા મહેનતે હરિકાકા બોલ્યા.

"મારી સાથે" વીરેન્દ્રે છાતી ઠોકતાં જવાબ આપ્યો. આજુ-બાજુ સુતેલી જાન ઉપર નજર ફેરવતાં તેમણે બૂમ મારવાનો વિચાર કર્યો. પણ આ હેતુ કળી જઇ પાછળ ઉભેલા પ્રફુલ્લે તેમના પાંસળામાં એક ઠોંસો મુકયો. વેદનાથી વ્યાકુળ થતા હરિશંકર, વીરેન્દ્ર ને સરોજ તરફ જોતાં બોલ્યા, "હું તે કેમ માનું? કાલે હું જાહેર–" તું કાલે જાહેર કરે તે પહેલાં જો અમે અત્યારેજ જાહેર કરીએ!" એમ બોલતાંજ વીરેન્દ્રે સરોજને બાથમાં લીધી ને એક ચુંબન લીધું. સરોજ ધીમેથી હસી પડી. તેણે પણ સામો જવાબ વાળ્યો.

"ઓહ!" બોલતાં તો હરિકાકાના ડોળા પહોળા થવા લાગ્યા. તેમની બનનાર પત્નિને એક જુવાન ભ્રષ્ટ કરે, ને તેમનીજ પત્નિ (!) તેમ થવા દે એ જોઇ તેઓ પરિસ્થિતિ ભૂલવા લાગ્યા, ને બૂમ મારવા જાય છે ત્યાં તો પ્રફુલ્લનો પોલાદી પંજો ગળા ઉપર આવી પડયો. જેને તેઓ પોતાની કરવાના હતા તેની લાતો પણ પાછળથી પડતી હોય એમ લાગ્યું.

જુવાનિયાંઓની ટોળીને હવે ત્યાંથી જવું યોગ્ય જણાયું, કેમકે અર્ધા કલાક પછીથી વડોદરાની ગાડી ઉપડતી હતી. તેઓ તરત ત્યાંથી બહાર નીકળી સીધાજ સ્ટેશન ઉપર ગયા. ટીકીટો કરાવી વડોદરાની ગાડીમાં વીરેન્દ્ર ને સરોજ ચઢી બેઠાં.

( ૩ )

સવાર પડી. વરરાજા શરીરે હાથ ઘસતા ઉઠયા. આખું શરીર દુઃખતું હતું. ઉઠીને પહેલું કર્તવ્ય આ કર્યું: કન્યાના પિતાને બોલાવી પોતાની લગ્ન કરવાની ઇચ્છા નથી એમ તેમની સમક્ષ જાહેર કરી દીધું!

નવાઇ પામતા નૌતમલાલ ઘેર ગયા. ત્યાં તેમને નસીબે બીજી નવાઇની વાત સાંભળવાની મળી: સરોજ ઘરમાં નથી. વીરેન્દ્ર–લગ્નની તૈયારી કરવામાં જેણે ખૂબ મદદ કરી હતી તે વીરેન્દ્ર–પણ નથી!

ત્યાં તો કારેલી બાગથી તાર આવ્યો, "અમે ખુશીમાં છીએ. આપની ઇચ્છાવિરુધ્ધ લગ્ન કરવા માટે ક્ષમા માગીએ છીએ."

—સરોજ ને વીરેન્દ્ર.

બાઘા જેવાં થઇ ગયેલાં નૌતમલાલ ને સવિતા ફરી એક વાર એક બીજાનાં મ્હોં જોઇ રહ્યાં!

શ્રી. મનુકુમાર



# પ્રાર્થના

ઇશ્વર છે એ વાતની ખાત્રી આપણને અનેકવાર થાય છે. ઘણું કરીને ચમત્કારોથી આપણે એની હયાતીમાં માનતા થઇ જઇએ છીએ. કોઇ સંતના સાધુજીવનથી પણ આપણને ઇશ્વરનું સાન્નિધ્ય સમજાય છે. છતાં મોટે ભાગે ઇશ્વરની હયાતીનું ભાન બહુ કડવી રીતે આપણને થાય છે. પોતે ક્યાંય પણ છૂપાયેલો રહે છે એવું સાબીત કરવા માટે ઇશ્વરને વારંવાર લોકો ઉપર ભારે જુલમ ગુજારવા પડે છે. પ્રજા ઠોકરો ખાય છે ત્યારે ઇશ્વરને સંભારે છે. ભયંકર આફત આવી પડે ત્યારે ઇશ્વરનો આશરો બધા ખોળે છે. કદાચ લોકોનો સ્વભાવ એવો ઘડાયો હશે કે જેથી તેઓ સુખની અવસ્થામાં ઇશ્વર ભૂલી જાય. પણ પ્રકૃતિની આવી રચના માટે જોખમદાર તો ઇશ્વર જ રહ્યો. એટલે ઉંધે રસ્તે લઇ જઇ, કેટલુંક સહન કરાવી, પછી ધપ્પો મારી પોતાનું સામર્થ્ય સિદ્ધ કરી બનાવવું એવો ઇશ્વરનો સ્વભાવ થઇ ગયો હોય એમ કહેવામાં પણ સત્ય લાગે છે.

આવા વિચિત્ર સ્વભાવના ઇશ્વરને યાદ કરવા માટે અથવા એની પ્રીતિ સંપાદન કરવા માટે, અથવા એવી સંપાદન કરેલી પ્રીતિ નભાવી રાખવા માટે લોકોએ કેટલાક ઉપાયો યોજ્યા છે. આપણે જોઇએ છીએ કે એવા જ ઉપાયો માનવીઓના સમ્બંધમાં પણ વપરાય છે. શ્રીમાન અને સત્તાવાનને ખૂબ ખુશ રાખવા માટે ગરજાઉ લોકોને ન છૂટકે હાજી હા, સલામો, નજરાણાં, નિમંત્રણ, ભોજન, ગુણગાન વગેરે ધરવાં પડે છે. આ ઉપાયો જો યોજવામાં ન આવે તો પછી એવું બને કે મોટાઓ પોતાની મોટાઇ સાબીત કરવા ખાતર પોતાની સત્તા નીચે હોય તેવાઓને ઉંધે રસ્તે જવા દે, પછી કોઇ ભયંકર શિક્ષા કરી નાંખે અને છેવટે જો દિલ રૂએ અને દયા નામના પદાર્થનો થોડો ભાગ પોતાની પાસે શિલકમાં રહ્યો હોય તો તે માત્ર બનાવે. આવો જ સ્વભાવ ઇશ્વરનો થવા લાગ્યો છે. એ ખરાબ સોબતનું પરિણામ હોય કે પછી એમનામાંથી ધર્મનો લોપ થતો હોય—ગમે તેમ હોય પણ ઇશ્વરની ઉદારતા, ઐશ્વર્ય હમણાં ઠીક જમા થયું હોય એવું તો નથી લાગતું. નહિ તો હિંદુસ્તાન તરફ જે કૃપણતા હમણાં હમણાં એણે બતલાવી છે, જે ભયંકર આફતો અહિં મોકલી છે, તેથી એની મહાનુભાવતા ઢંકાઇ જાય છે, તે શોધી જડતી નથી.

પૃથ્વીના પટ ઉપર વિચરતા માણસોને રાજી રાખવાના પ્રયત્નને આપણે ખુશામત શબ્દથી ઓળખીએ છીએ, અને આપણે આંખે ન દેખી શકાય એવા પરોક્ષ ઇશ્વરને રાજી રાખવાના પ્રયાસને આપણે પ્રાર્થના કહીએ છીએ. બન્નેમાં સ્વાર્થ રહેલો છે; બન્નેમાં દયા કરવાની ઓછીવત્તી શક્તિ રહેલી છે, જ્યારે ખબર પડે કે એમની મરજી હોય તો યે આપણા તરફ મીઠી નજર કરી શકે એવી તાકાત નથી રહી તો પછી કોઇ એમને પૂછે જ નહિ. પણ એમની પાસે દયાનો ભંડાર છે એવું બધા સમજે છે, ને તેથી ત્યાં દેવું કરીને પણ લોકો દયા મેળવવાનો યત્ન કરે છે.

પ્રાર્થનાના બે પ્રકાર જાણીતા છે. એક તો સ્તુતિઃ તેમાં તો માત્ર ગુણગાન આવે. આપણને જેનો પૂરો ખ્યાલ પણ નથી તેના કલ્પી લીધેલા ગુણો તરફ આપણે લાગણીથી દોરવાઇ જઇને ખૂબ વખાણીએ. એવી શ્લાઘા સાંભળી એ નફ્ટ થઇ જશે એવી બીક આપણને તે વખતે રહેતી નથી, કારણ કે આપણે તો આપણું બજેટ પસાર કરાવવાનું રહે છે. આવાં વખાણ કરતી વેળા સીમા નથી રહેતી. જ્યાં જ્યાં માનપત્રો અપાય છે ત્યાં ઉત્તર વાળતી વખતે એવો સામાન્ય ધ્વનિ નીકળે છે કે આ માનને હું લાયક નથી, એમાં ઘણી અતિશયોક્તિ રહેલી છે. ઇશ્વર બધું પચાવી જાય એવો છે, એટલે એણે કોઇ દિવસ આવો વિવેકનો શબ્દ વાપર્યો નથી. અને જેટલા લેભાગુઓ એનાં વખાણ કરી જાય એ સર્વનાં આપેલાં માનપત્રો ખીસ્સામાં સેરવી દે છે. કદાચ લેભાગુઓ સાથે એ અઠંગ લેભાગુ જ થતો હશે. પ્રાર્થનાનો બીજો પ્રકાર તે જરા જુદો ને કંઇક અંશે ઉંચો છે. તેમાં પોતાની વાત ઉપર વધારે ધ્યાન દેવામાં આવે છે. શી મદદ મેળવવી છે, શા માટે મેળવવી છે, પોતાને વિષે કેવો ખ્યાલ રહ્યો છે એવી કેટલીક ચોખવટ કરવામાં આવે છે. આમાં યે વખાણ તો ખરાં જ; પણ તેથી થોડું વધારે પણ ખરૂં. એમાં યોગ્યાયોગ્યનો વિચાર ખરો, એમાં દાનત પણ ખરી, એમાં ઇશ્વરના બનાવેલા રાજમાર્ગ ઉપર આવી જવાની વૃત્તિ પણ ખરી. સ્તુતિમાં તો ઇશ્વરને ખાલી ફોસલાવાનું જ આવી રહે છે.

પણ ઇશ્વરને ફરમાન કરે એવો પણ એક વર્ગ છે. જેમને નથી પડી ખુશામતની કે મદદની. પોતે જે યોગ્ય છે તેનું બુદ્ધિપૂર્વક પાલન કરે છે પછી તેનું ફળ આપ્યે જ ઇશ્વરને છૂટકો છે. એમાં મદ રહ્યો છે. અભિમાન પણ રહ્યું છે. પણ એવા અભિમાનને શિક્ષા કરવાનું સામર્થ્ય

ઇશ્વરમાં નથી. બહુ બહુ તો વિશ્વામિત્ર પાસે મેનકા મોકલી તપભંગ કરાવે, અહલ્યાની સાથે છળ કરી ગૌતમને ઝાંખો પાડે, વૃંદાને ફોસલાવી જરાસંધને મારે, એવાં પ્રલોભનોથી,—ભેદનીતિથી કદાચ હંફાવે. પણ યોગ્ય માર્ગે નિડરતાથી વિચરનારને એવાં પ્રલોભનો શું કરી શકે ? જેને વીતરાગ થયો હોય તેને ભય શો ? જેણે પોતાની બુદ્ધિને અને લાગણીને સ્થિર અને સમાધાનીભર્યા વાતાવરણમાં સાચવી છે તેને તો ઇશ્વર પણ નમે છે.

ત્યારે પ્રાર્થનાનું હાલ કેવું સ્વરૂપ રહ્યું છે ?

લોકોએ મંદિરો સ્થાપ્યાં છે તે પ્રાર્થનાની ખાતર—એવું માનવાની ભૂલ કોઇ ન કરે. ઇશ્વરની ખાતર કે ઇશ્વરની પ્રાર્થનાની ખાતર કોઇ એવું નથી કરતું. એ ભૂલની પરંપરા સેંકડો વર્ષથી ચાલી આવે છે, અને હજુ ચાલ્યાં કરશે એ વાત પણ દેખાતી છે. લોકો મંદિરોમાં જાય છે, અને જવાના એ વાત પણ ચોકગી છે. અનેક પંથો પડયા છે, અનેક ધર્મપુસ્તકો રચાયાં છે તે પણ ઇશ્વરની ખાતર હોય, કે ઇશ્વરની પ્રાર્થનાની ખાતર હોય એવું પણ નથી. માણસ દુ:ખથી ત્રાસે છે, અને શાંતિ શોધે છે. એ શાંતિ માટે આ મંદિરો, પંથો, પુસ્તકો હોય એમ પણ નથી લાગતું. એ દરેકને સુક્ષ્મ રીતે તપાસીએ તો તેમાં રહેલા વિક્ષેપને તરી આવતો દેખાશે. આવી શાંતિમાં જ વધારે અશાંતિ રહેલી છે. મનને ફોસલાવાનું મોટામાં મોટું કારખાનું એ મંદિરો છે. માણસોને ફરજોમાંથી ખેંચી લેનાર કોઇ વસ્તુ હોય તો તે જલ્દીથી ઇશ્વરની કૃપા પામવાની ધર્મની સગવડો છે. એવી લાલચને વશ થઇ લોકો પોતાનાં કામ, પોતાની ફરજ, પોતાનો પુરુષાર્થ પડતો મૂકી અનિશ્ચિત વસ્તુઓ તરફ ધસડાય છે. અને ઇશ્વરને ખૂશ કરવાના અવળા અને અધીરા રસ્તા પર તે ચઢી જાય છે. મંદિરોમાં જઇ માણસ હૃદયની જાગૃતિ ભૂલી જાય છે. એની યંત્રવત્ થતી જતી દશામાં એ એમ જ સમજે છે કે એ એવી આગગાડીમાં ચડી બેઠો છે કે જેનું છેલ્લું સ્ટેશન ઇશ્વર નક્કી આવવાનું છે. એના પ્રયાસ, એની ચેતના બધું થંભી જાય છે. એ આડરિયો બને છે. ધીમે ધીમે એવી સ્થિતિ આવીને ઉભી રહે છે કે માણસ ધર્મના નામથી ત્રાસી જાય છે. એને ધર્મનો મિથ્યા આડંબર રચવો પડે છે. એ ધર્મની વાતમાં ધસાતું બોલે તો તેનું મુલ્ય ઓછું અંકાશે એવી સ્થિતિ થઇ જાય છે. ધર્મ અને મંદિરો, શાસ્ત્ર અને ઇશ્વર એ વસ્તુઓ સામાન્ય માણસો પાસે વિચારથી પર થઇ જાય છે. એમના વિરૂદ્ધ કશો વિચાર જ ન સંભવે, એમની ટીકા ન જ થાય એમાં માણસનું ડહાપણ સમાય છે. એટલે,

પ્રગતિના નામે માણસનું વ્યક્તિત્વ ક્યાંય વધુ દબાતું હોય તો તે ધર્મ અને મંદિરોથી. વ્યક્તિને તેમજ સમાજને આથી ખૂબ ખમવું પડે છે.

સૌ જોઇ શકશે કે આવી આધ્યાત્મિક બાબતોને આપણી સાથે સંયોજતી એવી પ્રાર્થના છે. એમ કહેવામાં આવે છે કે પ્રાર્થનાથી આપણું ચારિત્ર્ય શુદ્ધ બને છે. મને લાગે છે કે પ્રાર્થનાની ક્યાંય વધુ ખરાબ અસર થઇ હોય તો ચારિત્ર્ય પરત્વે જ થઇ છે. માણસ પોતાના અંતરમાં રહેલો દૈવી હુતાશ વિસરી જઇ, ઇશ્વરના અંશનું અસ્તિત્વ ભૂલી જઇ, બીજામાં બાહ્યમાં તે ઇશ્વરની આરાધના કરે છે. પોતાની નાનમ સ્વીકારી પોતાના આત્માને હીણપત લગાડે છે. જો એ સ્હેજ અસ્મિતાવાળો હોય તો તેને જરૂર લાગે કે હું પોતે જ ઇશ્વર છું, અને ઇશ્વર તરિકેની મારી ફરજો બજાવીશ. આટલા સૈકા થયા પણ માનવીની અપૂર્ણતા ગઇ નહિ, અને અહમ્ બ્રહ્માસ્મિ માત્ર તત્વજ્ઞાનની ચોપડીઓમાં રહી ગયું. નહિ તો ઇશ્વર કાં તો માણસોમાં પૂર્ણપણે પ્રગટ થઇ ગયો હોત, અથવા માણસોનો વિકાસ ઇશ્વર સુધી સધાયો હોત. આજે સેંકડો વર્ષની પ્રાર્થનાઓ પછી માણસની સામાન્ય અધોગતિ થઇ છે. એ પોતાનું સ્વરૂપ ને કાર્ય બંને ભૂલ્યો છે, કારણ કે એણે આજ સુધી પ્રાર્થનાઓ કરી છે, એ પરાધીન બનવા પ્રયત્ન કરી રહ્યો છે, એને આધાર મેળવવો પડે છે. એ પાંગળો બને છે, એને વિશ્વાસ ઉપજતો નથી. પ્રલોભનોથી એ સદા બીન્યા કરે છે, અને પરિણામે પ્રલોભનોથી એ છૂટતો નથી. એનું ચારિત્ર્ય એવું તો શિથિલ ઘડાય છે કે એ ક્યારે નીતિને ભૂલશે ક્યારે ફરજો ચૂકશે એ કહી શકાતું નથી. એ નિર્બળ બને છે. કૈં પણ અશુભ વસ્તુ એને ડરાવી જાય છે. એના પોતાની અંદર રહેલું સત્વ પોઢી જાય છે.

પ્રાર્થનાથી દુઃખની કપરી ઘડીઓમાં માણસને ભારે આશ્વાસન મળે છે એમ માનવું પણ ભૂલભરેલું છે. મૂળમાં જ ગેરસમજ રહી છે. નિરાધારપણાની ભાવનાને પરિણામે જ એ દુઃખ અનુભવે છે, અને ઇશ્વરની કૃપાની યાચના કરતો દીન બને છે. પરદેશી સરકાર જેવો ઇશ્વર વારંવાર આવી યાચનાઓ માંગ્યા કરે છે. અને માણસો એની કૃપાના ટૂકડા ખાવા હરિફાઇ કરે છે, વલખાં મારે છે. દરેક ધર્મની અંદર તપાસીએ તો જરૂર જણાશે કે ઇશ્વરની અહંતાને પાર નથી. એ પોતાની શક્તિ પૂરી સમજે છે, અને તેના સતત ભાનથી એ બધાને ડરાવે છે. એ શકિત આપણે સહુ મેળવી શકીએ એમ છીએ; ફક્ત બીજાને ડરાવવાની અથવા પક્ષપાત

કરવાની ટેવ રાખી ઇશ્વરનું અનુકરણ ન કરીએ તો તે દીપે. ઘણીક વાર તો એમ પણ કહેવામાં આવે છે કે એટલા માટે દુઃખ સરજાવ્યું છે કે જેથી સહુ ઇશ્વરને સંભારે અને ઘટતું માન આપે: આની જેમ, સરકાર એટલા માટે તોપો રાખે છે જેથી આપણે તેને નમીએ. રાજનીતિજ્ઞ અથવા કપટી માણસોની એવી જ ચાલબાજી હોય છે. ભવિષ્યમાં પોતાની સત્તા સામે કોઇ પણ થાય નહિ એનો પૂરો જાપ્તો ઇશ્વરે રાખ્યો છે. અને છેલ્લે પોતાની ગુલામીનું સતત્ ભાન કરાવવાને માટે ઇશ્વરે પ્રાર્થનાનો ખ્યાલ માણસમાં ટકાવી રાખ્યો છે.

પણ માણસો પ્રાર્થના તરફ કેમ દોરવાય છે ?

કારણો પ્રાર્થના એ જાણે સોંઘુ ભાડું ને સિદ્ધપૂરની જાત્રા હોય એવું મનાય છે. એમાં ઝાઝી મહેનત નહિ, એમાં પ્રવૃત્તિઓનો કશો ફેરફાર નહિ, એમાં ઘણીકવાર અને સામાન્ય રીતે હૃદયપલટાની પણ જરૂર નહિ. નિયમીત પ્રાર્થના કરે તો વધુ લાભ. જેટલો ગોળ વધારે એટલું ગળ્યું થાય. કશા ય પુરૂષાર્થ વિના, કશી ય સાધન વિના, કશા ય નિશ્ચય વિના પુણ્ય-સંચય કરવો હોય તો પ્રાર્થનાથી જાણે થઇ ગયો. પાપીનાં પાપ એથી જાણે ભૂંસાઇ ગયાં. કૃપણોની કૃપણતા, જુલ્મીઓનો જુલ્માટ જાણે પ્રાર્થનાથી ધોવાઇ ગયો. લોકો ભલે ન માને, પણ પ્રાર્થનાના તરણાથી સાગર તરી શકાય એ અસંભવિત છે. હિંદુસ્તાનના ભિખારીઓ જેમ દેશને બોજા રૂપ છે, તેમ આ પૃથ્વીના પ્રાર્થના કરનારા સમસ્ત વિશ્વને બોજા રૂપ છે, અથવા આત્માના વિકાસમાં અંતરાય રૂપ છે.

સહેલાઇથી કશું પ્રાપ્ત થતું નથી. ને જો મેળવ્યું હોય તો તે ટકતું નથી. સતત સંગ્રામ ખેડયા વિના, પુરૂષાર્થના ઉપયોગ વિના મેળવેલું નાશ પામવાનું છે. અને સહેલાઇથી મેળવવાના કાર્યમાં માણસો ઉપર કેવી અધોગતિની નિશાની દૃઢ થાય છે ? એમની શક્તિઓ કસાતી નથી. એઓ ઠેરઠેર સલામતી શોધતા થઇ જાય છે, અને પરવશ ને પરાધીન અવસ્થામાં માણસ નામને એબ લગાડનાર તરિકે પોતાનો દીણો વારસો ચીરંજીવ કરતા જાય છે. આવી જાલીમ પ્રાર્થના દૂર થાઓ. !

**શ્રી. નાનુભાઇ ધીરજલાલ દવે બી. એ**

તંત્રી "બાજ ખેડાવાળ પત્રિકા"

# વિયોગ મોટો કે ભકિત?

વીસમી સદીમાં ભક્તિને માટે વિયોગ સહેવાનું નથી બની શકતું. પ્રાચીન કવિ વાલ્મિકીએ રામાયણમાં ઉર્મિલાના સર્વોત્તમ ત્યાગનો આબેહુબ ચિતાર આપ્યો છે. આધુનીક કવિઓમાં એવી એવી ભાવના ખોળી જડતી નથી. ભલે, ઉર્મિલા સતી ન ગણાય, ઉર્મિલા સતીનીય પર હતી એ નક્કી છે.

લક્ષ્મણના મનમાં એમ થયું કે તેમના વડીલબંધુ રામચંદ્રજી વનવાસ જાય, અને પોતે અયોધ્યામાં રહી મોજ શોખ મ્હાણે એ ઠીક નહિ. તેમનો ધર્મ તો મોટાભાઇની તેમજ મોટાંભાભી સીતાજીની સેવા કરવાનો હતો, તેથી લક્ષ્મણ રામચંદ્રજીનો સહકાર સાધી તેમની સાથે ચૌદ વર્ષ વનમાં રહી તેમની સેવા બજાવવાની ખાતર ઉર્મિલાની રજા લેવા ગયા. ઉર્મિલા મોટા મનની હતી. તે પોતાનો ધર્મ સમજતી હતી. તેણે રાજીખુશીથી પોતાના પતિ લક્ષ્મણને રજા આપતાં કહ્યું:

"જેઠજી તેમજ જેઠાણીજીની સાથે વનમાં જઇ તેમની સેવા કરશો તેમાં હું ખુશી છું. આપણે તેમનાં દાસ છીએ, તે આપણાં વડીલ છે. તેમની સેવા કરવી એ આપણી જીંદગીની મોટી ફરજ છે. એ ફરજ આપણે કેમ ચૂકીએ ? જેને જીંદગીની મોટી ફરજ ગણી છે, તેને બજાવવામાં જુદાં રહેવું પડે તે હસતે મુખડે કેમ ન સહેવું ? હું તમારી સાથે વનમાં આવવા લલચાઉં છું, પણ તમે તમારી ફરજ ચૂકો, તેમજ આપણે બન્ને હોઇએ તો તેમને તમારી સેવા સ્વિકારતાં સંકોચ થાય; એટલેજ હું આવવા ઇચ્છતી નથી. તમે તેમની સાથે વનમાં જઇ તેમની સેવા કરી તમારો ધર્મ બજાવો, અને હું અહીં રહી તમારો જાપ જપી મારી ફરજ બજાવીશ. મારી ચિન્તા કરશો નહિ. આપ ખુશીથી જાઓ! આપણ બન્નેનું તપ જોઇ પ્રભુ આપણને જરૂર ફરીથી મેળવશે!"

ઓછો ત્યાગ ? ઓછું વિશાળ મન ? ઓછી સેવા–ભક્તિ ? ભકિતને માટે વિયોગ સહવો પડે તોયે શું ? પરમાર્થની ખાતર સ્વાર્થત્યાગ કરવો એ તો મનુષ્યનું કર્તવ્યજ છે!

આ પરથી એટલું તો સહેજે સમજાશે કે:—

વિયોગ કરતાં ભકિતની મહત્તા વધે છે.

અમદાવાદ. કુમારી સુમનબ્હેન.




૧

પ્રજાવાત્સલ્યના ધર્મે, ધુરા જે રાજ્યની ધરે;
રાજવી, લોકહૈયાંની, ભક્તિ ને વન્દના વરે:

કીર્તિ કોશલ-કર્ણરૂપ-નૃપની, દેશાન્તરે ગાજતી,
જેના પાવન પુણ્યગંગ વદને, લક્ષ્મીપ્રભા લાજતી;
સોહાતી નિજ તાજ-તેજકિરણે, જ્યોતિર્ધરોની કલા,
ગૂંજે રૈયત ગીત, "કોશલસમા, રાજેન્દ્ર કો વીરલા!"

માગ્યું મળે, પુનિત હેતુ ફળે સવાયા,
થાક્યાં તપ્યાં હૃદય, લે સુખશીત છાયા;
વૈતાલિકો સુભગ આશિષસૂત્ર ભાખે,
"રાજા, તપો અમર, સૂરજ-સોમ સાખે:"

એવા પુણ્યાત્મનો કાજે, ખુલ્લાં સ્વર્ગકમાડ છે;
તથાપિ મર્ત્યભૂમિમાં, ધર્મોને ત્યાં જ ધાડ છે!

૨

હે અમૃત અને ગભીર ગરજે, વર્ષા નભોમંડળે:
અમ્ભોધિ અમથો અઘોર ઘુઘવે, રત્નો છુપાવી જળે!
ને તેથી જ સમુદ્રસ્થાન, વિધિએ નિર્મ્યું હશે ભૂતળે!
ગર્જે કાશીનરેશ સિન્ધુ સરખો, પાર્થિવ સત્તાબળે!

સુરાથી યે મહા ભૂંડાં, સત્તાનાં મદ ઘેન છે;
આત્મશક્તિ હણી લેતો, જંતુ એ જીવલેણ છે:

ઝરે ઝીણો દ્વેશ–હુતાશ તણખો,
સત્તા કરે ફૂંકોં પ્રચન્ડ ભડકો;
કલ્લોલતી પુર–પ્રજા પ્રજાળે,
ઉદ્યાનનો થાય વગડો અકાળે !

સત્તા જો શુદ્ધ નિષ્ઠાથી, ઇષ્ટ સિદ્ધિ વિષે ઢળે;
પ્રજા ને રાજમન્દિરે, આદેશો દંશના ફળે:

સળવળ્યો તણખો પણ દ્વેશનો,
પ્રજળતો જીવ કાશીનરેશનો !
કલગી, કોશલ કીર્તિ કલા વરી,
જગવી યુદ્ધ ચડે હણવા અરિ !

પ્રભુતાના પરિત્યાગે, જાગે છે વૃત્તિ દાનવી;
હારેલો દિલદૈત્યોથી, આદરે યુદ્ધ રાજવી:

3

ખીલી પ્રફુલ્લ સુરભિભર ફૂલવાડી,
દે વેડી મરુત મસ્ત બની અનાડી;
કાશીનરેશ ત્યમ, કોશલ દેશ સામે,
સંહારની, સભર સૈન્ય અસિ ઉગામે !

નભે યથા સૂરજરશ્મિ આથડે,
પ્રહાર શતખંડ સમશેરના પડે;
અઘોર સંગ્રામ મચતો સમરાંગણે,
લીલોતરી જેમ સીમના કૃષિકો લણે !

સત્તા ને સત્યના દ્વન્દ્વે, હણાતું સત્ય ભાસતું !
કોશલાધિપતિનું સૌ, હારીને સૈન્ય નાસતું:

જીત્યો જંગે મગરૂર મહાયોધ કાશીનરેશ,
સત્તા સ્થાપી નિજ હકુમતે, કીધ સ્વાધીન દેશ;
જીત્યો જંગે; તદપિ જનતા ના ગણે "દાનવીર !"
ભક્તિપૂરે ઉર છલકતું ના ઝુકે લોક શિર !

સત્તાના સૂર્યતાપે તો સ્વેદમાત્ર જશે વહી;
ચન્દ્ર નાઃ અમૃતે નાઃ ત્યાં ચન્દ્રકાન્ત ઝમે નહિઃ

૪

પૂર્ણેન્દુશો નૃપતિ કોશલ દેશ છોડી,
કે સર્પકાંચળી સમી ઘટમાળ તોડી,
ક્યાં યે અગોચર સ્થળે જઇ વાસ કીધો,
સ્વલ્પાયુ ભેટ ધરવા પ્રભુપન્થ લીધોઃ

ધણી છતાંયે ન-ધણીઆત રાજ્યમાં,
સુનકાર વગડાતણો જ વિરાજતો !
છાયો દુઃખે દિનમણિ ના પ્રકાશતો !
વાયુ વહે મન્દ ગમગીન શ્વાસનો !

ધર્મે પુણ્યે દયા દાને ઊગતા પ્રહરો નમ્યા;
દેશના ઉત્સવો દૈવી, શોકાર્ણવે જ આથમ્યા !

પરિમલ, ફૂલડાંને ના મળે છૂંદવાથી,
ગીત મધુર ગુંજે ના, તંત્રીને તોડવાથી;
દમન કરપ દંડે, દિલ જીતાય ક્યાંથી ?
કિરીટ સર કર્યાથી, કીર્તિ ના મેળવાતીઃ

સત્તાની સમશેર, રક્તપાનથી તૃપ્ત થઇ,
વર્તાવે છો કેર, રક્તસ્થાન નમશે નહિઃ

અચળ, સબળ સત્તા વૈભવોનો જમાવ,
હૃદયરસ દ્રવ્યાથી, ખીલતો પૂજ્યભાવઃ
તદપિ મદ-છકેલો, નૃપતિ એમ માનેઃ—
“ જુલમથી જ નમાવું, પૂરવાસી પ્રજાને !

નિષ્ઠુર વજ્ર કલમે ખરીતો ઘડીને,
ભૂપે સુણાવ્યું ફરમાન ફરી ફરીનેઃ—
“ જે કોઇ કોશલતણી શિરભેટ આપે,
“ તેને જમીનસહ જાગીર રાજ્ય સોંપે!”

સુણીને હાથ દે કાને, જીભ કો કરડી રહ્યા;
ધરાએ ધ્રુજતી ત્રાસેઃ એમ કૈં દિવસો વહ્યાઃ

૫

કલ્લોલે છે કુદરત સદાયે નિરાડમ્બરે જ્યાં,
ને ઢોળે છે શીતળ સુરભિ વા, લતાચમ્મરે જ્યાં;
સત્કારે છે અતિથિજનને, પંખીડાં પ્રેમગીતે,
ભૂલાતા સૌ કલહ દિલના, શાંતિના સૌમ્યસ્મિતેઃ

દેતાં તરૂવર પ્રસાદ–ફળાદિ મેવા,
વ્હેતાં અમીઝરણુ, નિર્મળ પાન કાજે;
લીલી ધરોપર–મુલાયમ–નિંદ સેવા,
સૌન્દર્ય, સર્જક અને વનશ્રી વિરાજે!

ત્યાં ખેલતો હરિણુ સંગ પ્રકૃતિ બાળ,
કો દિવ્ય કાન્તિ થકી ભવ્ય વિશાળ ભાલ;
ને સ્નિગ્ધ ચક્ષુ પરમાત્મન–ભાવભીનાં,
વાણીપ્રસાદ રસજામ યથા અમીનો!

પૂછે એને વટેમાર્ગુ, પન્થ કોશલદેશનો;
સત્કારે સ્નેહથી, યોજી કુળાચાર હમેશનોઃ

"સંભાર્યો શા દુઃખે ભાઇ, દુર્ભાગી એહ દેશને?
"જતો ત્યાં શી અપેક્ષાથી, નિઃસંકોચ કહે મનેઃ"

"દેવે દીધો બાલક વંશદીવડો,
"ભિક્ષુકના પામર પાલવે પડયો;
"લક્ષ્મીભુખ્યો છું, ઉપવીત કારણે,
"યાચીશ જઇ કોશલરાજબારણેઃ"

કથા ભિક્ષુકની સુણી, વીજ શિર તુટી પડે!
અને એકાન્તવાસીનું દયાળુ દિલડું રડેઃ
તથાપિ એ પુણ્યાત્માને, પ્રેરણા પ્રભુએ કીધી;
શ્રદ્ધાળુ વિપ્રની સાથે, કેડી કોશલની લીધીઃ

૬

મળે ન માગ્યું શિર, કે ન શિર લોકનું નમે!
મદાન્ધ કાશીરાજને સદૈવ એ દશા દમે!
પડેલ છિદ્ર વૃક્ષને, વધે વધુ વધુ સદા,
ધિકેલ દિલ દાહ નિત્ય દે અધિક આપદાઃ

ઝંખતી આંખ જેને, તે સ્વપ્ને મૂર્તિ ખડી થતી;
વિપ્ર સાથે ઉભો આવી, સંમુખે કોશલપતિ !

"કીધો મને નિર્ધન – રાજ્યહીન,
"ઝંખે, છતાં નિર્ધન, દુઃખી દીન !
"રે રાજવી ! વાંચ્છું કલ્યાણ ત્હારૂં,
"જીવ્યો પુણ્યે, પ્રાણ પુણ્યથી નિવારૂં:

"મુજ નામે જાગીર, દે રાજન ! આ રંકને;
"દઉં બદલામાં શિર, ને પામું પ્રભુઅંકને !"

કાશીરાજ તણાં મમત્વ–પદવી, તુષાર શાં પીગળે,
સુણી કોશલ–દાનવીર વચનો, ઉદ્દ્ગાર આ નીકળે:–
"રાજા તું જ ખરો પ્રજાહૃદયનો, દૈવી દયા–પુણ્યનો !
"છેદું શિર નહિં: ધરૂં શિરપરે, મુકુટ સદ્દ્ગુણનો."

... ... ...

રાજવી લોકહૈયાંની, ભક્તિ ને વન્દના વરે
પ્રજાવાત્સલ્યના ધર્મે પુનઃ રાજ્યધુરા ધરે.

કેશવ હ. શેઠ



## યુવાનો !

આશા, ઉલ્લાસ ને ચેતનનાં ઉછળતાં પૂર સાથે સવેગ આગળ વધો; પણ ચિત્ત સ્થિર રાખજો, ભાવના નિર્મળ રાખજો, પગલાં મક્કમ ભરજો અને વ્યક્તિત્વ જાળવવા છતાં બીજાંને તુચ્છકારશો નહીં: આ લક્ષણો યૌવનને અને શિક્ષણને શોભાવશે.

શ્રી. જ્યોત્સ્ના શુકલ.
તંત્રી. "સુદર્શન."



# ફૂલોનો જીવનસંકેત



કોઇપણ રોપનું ફૂલ લ્યો. ગમે તેટલું સુન્દર અને સુશોભિત તે જણાતું હશે, છતાં તેને મહાન સેવા બજાવવાની ફરજ સાંપડેલી છે; અને તેના વિવિધ રંગ અને આકાર તેને પોતાનું કાર્ય સફળ રીતે પાર પાડવામાં મદદગાર નીવડે છે, એ ફૂલે ફળને જન્મ આપવો જ જોઇએ; જો તેમ કરવામાં તે પાછળ પડે તો વનસ્પતીજીવન ટકી શકે નહિ, અને લીલમ છમ પૃથ્વી મરૂભૂમિમાં ફેરવાઇ જાય. આ પરથી આપણે જોઇ શકીએ કે ફૂલનાં સુવાસ અને રંગ કોઇક હેતુને માટે છે. ફૂલ ભ્રમરથી સેવાય છે, અને તેને ફળમાં પરિણમવાનો અવસર આવી પહોંચે છે કે તરત જ તેની સાંગોપાંગ સુન્દર પાંખડીઓ ખરવા લાગે છે, અને ક્રૂર અર્થશાસ્ત્રનો નિયમ લાગુ પડતાં તેને પોતાની મધુર સુવાસ ત્યજવાની પણ ફરજ પડે છે. હવે ફૂલને પોતાના સૌન્દર્યનો ગર્વ કરવાનો સમય હોતો નથી, કારણ કે આપણે કલ્પી શકીએ તે કરતાંય વધારે ઉત્કટતાથી તે કાર્યમાં મશગૂલ હોય છે. ઉપલક દૃષ્ટિએ જોતાં, ફક્ત જરૂરીઆતના એક જ કારણને લીધે કુદરતમાં દરેક ચીજ કામ કરતી જણાય છે. કળી ફૂલમાં ખીલે છે, ફૂલ ફળમાં પરિણમે છે, ફળ બીજને પોતાના ગર્ભમાં ધારણ કરે છે, અને બીજ નવો રોપ ફરી જન્માવે છે. વગેરે ક્રિયાઓદ્વારા ફૂલોમાં કર્મની અવિશ્રાંત ઘટમાળ ચાલુ જ રહે છે. એ ગતિમાં સ્હેજ પણ વિલંબ કે વિરોધ માટે કોઇપણ દલીલ કામ આવતી નથી. કદાચ કોઇ ફૂલ તેવી દલીલ કરે છે તો તેનો એકદમ બહિષ્કાર થયો જ સમજવો. તેણે મોતની સજા સહી લઇ જેમ બને તેમ જલ્દી અદશ્ય થવું જ રહ્યું. કુદરતના મહાન કાર્યાલયમાં અસંખ્ય ખાતાં હોય છે, અને તેમાં અવિરતપણે કામ, કામ, ને કામ ચાલ્યાં જ કરે છે, અને નયનમનોહર રંગ, આકૃતિ, અને પરિમલથી વિભૂષિત સુન્દર ફૂલ, જે આપણને પ્રથમ નજરે છેલબટાઉ જેવું લાગે છે, તેવું તે હરગિઝ નથી, પરંતુ સૂર્યના તાપમાં અને વર્ષાની

ઝડીઓમાં કામ કરનાર તે ખડતલ મજુર છે. તેને પોતાના કાર્યનો હેવાલ સ્પષ્ટ રીતે રજુ કરવો પડે છે, અને તેમ કરવા જતાં તેને પોતાના મનમાન્યા આનંદમાં વિહરવાનો જરા પણ અવકાશ હોતો નથી.

પણ જ્યારે એનું એજ ફૂલ મનુષ્યના અંતરમાં પ્રવેશે છે, ત્યારે તેનું મજુરસ્વરૂપ ભૂલાય છે, અને તે આરામ અને શાંતિનું મૂર્તસ્વરૂપ ધારણ કરે છે. બ્હારથી જે ફૂલ અખંડ પ્રવૃત્તિના પ્રતીકરૂપે જણાય છે તેનું તેજ ફૂલ આંતર્ દૃષ્ટિએ સૌન્દર્ય અને શાંતિની પૂર્ણ પ્રતિમારૂપે અનુભવાય છે.

અહીંઆં વિજ્ઞાન આડે આવે છે, અને આપણને ચેતવણીના બે બોલ સંભળાવે છે. “ તમે ભૂલો છો, ફૂલોનું કાર્ય બહિર્દૃષ્ટિથી જેવું જણાય છે તેવું જ છે, બીજું નથી; તમે ફૂલો સાથે માધુર્ય અને સૌન્દર્યનો જે સંબંધ કલ્પો છો તે કેવળ તમારી પોતાની કલ્પના છે, તેમાં વાસ્તવિક કશું નથી. ”

પણ આપણું હૃદય આ વાત નથી કબુલ કરતું. તે જવાબ આપે છે કે અમારી ભૂલ જરીય થતી નથી. કુદરતના કાર્યપ્રદેશમાં ફૂલો પોતાની સાથે એક એવું પ્રમાણપત્ર લઇ ફરે છે, કે તેઓનામાં અનેકવિધ ઉપયોગી કાર્ય કરવાની અખૂટ શક્તિ ભરેલી છે, એવા બ્રહ્માક્ષર લખેલા હોય છે; પણ એનાં એજ ફૂલો જ્યારે આપણા હૃદયના દરવાજા ખખડાવે છે, ત્યારે તેઓ કોઇ જૂદીજ જાતનો સિફારસપત્ર રજુ કરે છે. સૌન્દર્ય એ એક જ તેની લાયકાત ઠરે છે. એક પ્રદેશમાં તે ગુલામ તરીકે જીવે છે, તો બીજા પ્રદેશમાં સ્વાતંત્ર્યપ્રિય વ્યક્તિ તરીકે જીવે છે. આ વસ્તુસ્થિતિમાં આપણે તેના પહેલા પ્રમાણપત્રને કેમ કરી કબુલ કરીએ, અને બીજાને કેવી રીતે અવગણીએ ? કાર્યકારણની સતત શૃંખલામાં ફૂલના જીવનને સ્થાન છે એ વાત નિર્વિવાદ છે, છતાં એ બહિર્સત્ય છે. ગર્ભિત સત્ય તો એ છે કે, **ખરેખરી રીતે, બધા જ પદાર્થોનો જન્મ શાશ્વત આનંદમાંથી જ ઉદ્ભવે છે. आनन्दाद्धेव खल्विमानि भूतानि जायन्ते ।**

આ પ્રમાણે ફૂલને કુદરતના ક્ષેત્રમાં પોતાનું કાર્ય કરવાનું છે, એટલું જ નહિ, પણ તેને મનુષ્ય—અંતરમાં ય એક મહાન કર્તવ્ય બજાવવાનું

છે. અને એ કર્તવ્ય તે કયું ? અમુક નિર્ણિત સમયે પોતાની હાજરી આપો સેવક તરીકે કુદરતના ક્ષેત્રમાં તે પોતાની ફરજ બજાવે છે, તો મનુષ્ય–અંતરમાં મહાન રાજાધિરાજના દૂત તરીકે તે પધારે છે. રામાયણની કથા પ્રમાણે પોતાના પતિના સાથમાંથી જોરજૂલ્મથી હરાયલાં સીતા જ્યારે રાવણના સોનેરી મહેલમાં પોતાનાં હતભાગ્યપર આંસુ સારતાં હતાં, ત્યારે તેમને પોતાના પ્રિય પતિદેવ રામચંદ્રની વીંટી સાથે એક દૂતનો મેળાપ થયો. વીંટીને જોતાં વેંતજ દૂત જે સમાચાર લાવ્યો હતો તેના સત્યની પ્રતીતિ સીતાને થઇ. દૂતે પણ તરતજ સીતાને પ્રતીતિ કરાવી કે પોતે તેમના વ્હાલા પતિ શ્રી રામચંદ્રજી તરફથીજ આવ્યો છે; રામચંદ્રજી તેમને વિસરી ગયા નથી, અને તેમને છોડાવવાને હાથવેંતમાં આવી લાગ્યા છે.

આપણા મહાન પ્રેમલ પ્રભુ તરફથી એવા દૂતરૂપે જ ફૂલ પણ આવે છે. દુનિયાની માયિક ઇન્દ્રજાળના ઠાઠમાઠ જેને રાવણની સુવર્ણ-નગરી સાથે સરખાવી શકાય; તેથી વીંટળાયલા આપણે પણ હજી કારાવાસમાંજ વસીએ છીએ. આ કારાવાસમાં દુનિયાના રંગરાગરૂપી ઉદ્ધત શયતાન આપણને અનેકવિધ લાલચોથી લલચાવે છે, અને આપણને પોતાની પ્રિયતમા તરીકે ગ્રહણ કરવાના ફંદ રચે છે. દરમ્યાન પેલે પારથી સંદેશ લઇ ફૂલ આવી પહોંચે છે, અને આપણા કાનમાં કંઇક છાનુંછાનું કહેવા લાગે છે: "હું આવેલ છું. પ્રભુએ મને મોકલેલ છે. સૌન્દર્ય કે જેનો આત્મા પ્રેમની પ્રસાદીરૂપ છે, તેનો હું દૂત છું. આ જગતરૂપી વિરહભૂમિના બેટમાં પધારવાને પ્રભુજીએ સેતુ બાંધી દીધેલો છે, ને તને ભૂલ્યા નથી, અને આજે અને અત્યારે પણ તે તને મુક્ત કરશે. તે તને પોતાની સાન્નિધ્યમાં બોલાવી લેશે, અને તને પોતાનો કરી સ્થાપશે. આ માયાની ઇન્દ્રજાળ તને હમેશને માટે પોતાના ફાંસામાં રાખી શકે તેમ નથી."

ફૂલ જ્યારે આવું ગુપ્ત ભાષણ કરે છે, અને આપણે જાગ્રતાવસ્થામાં તેને સાંભળીએ છીએ, ત્યારે આપણે તેને સામો પ્રશ્ન પૂછીએ છીએ: "અમે કેમ જાણીએ કે તું ખરેખર પ્રભુની પાસેથીજ આવે છે ?" આનો જવાબ દૂત આપે છે, "જો, જો ! મારી પાસે આ પ્રભુજીએ જ આપેલી પ્રસાદીનું ચિન્હ છે. તેના રંગ અને તેનું સૌન્દર્ય કેવું મજાહનું છે ?"

હા, નિઃશંક તે પ્રભુની પ્રસાદીનું જ ચિન્હ છે,—આપણાં લગ્નોત્સવના સ્મરણાવશેષની તે મુદ્રિકા છે. આવું ભાન થતાં અન્ય સર્વ

પ્રપંચો અંધકારમાં પલાયનમ્ થઇ જાય છે. માત્ર પ્રભુના શાશ્વત પ્રેમનું આ મધુરૂં ચિન્હ આપણા અંતરમાં પ્રભુપ્રેમનો સાક્ષાત્કાર કરવાની તાલાવેલી પ્રકટાવે છે. આપણને ભાન થાય છે કે "જગતરૂપી સોનેરી મહેલ જેમાં આપણે વસીએ છીએ તેની સાથે આપણે કશી પણ લેવા દેવા નથી,—આપણી મુક્તિ તેની બહાર છે"—અને ત્યારેજ આપણો પ્રેમ પરિપક્વ દશાને પામે છે, અને આપણું જીવન કૃતકૃત્ય બને છે*

રા. ચુનીલાલ રામચંદ સેલત.



*કવિવર ટાગોરની "સાધના"માંથી અનુવાદ.

# નવયુવક અને આદર્શ ત્યાગ

[ જેવી કરે જે કરણી—એ રાહ ]

વિજયી ન કાં થવાયે કો' કાર્યમાં જરાયે,
રોતી સિકલ જણાયે જ્યાં ત્યાં ખરેજ સાચે—
કારણ નિહાળી જોતાં પેઠો સડો સમાજે,
સ્વાતંત્ર્ય-વૃત્તિ સમુળી ખોઇ અરે ! બધાયે—
માગે જ્યાં ત્યાંથી ભાગે, ત્યાગે જે તેની પાસે,
એ વિશ્વ-નીમ વિસરી ફાંફાં ઘણાય મારે—
યુવકો અને યુવતીઓ લપટેલ લાલસામાં
ઉર્મિ ન ત્યાગ કેરી, સાહસ નહિ જરાયે— ૧
સુખદુઃખ ભોગવ્યાં સૌ, તૃપ્તિ થઇ જીગરને,
કાયા પડું પડું થઇ, છાતી ટકે ફૂંધાયે—
મહેમાન મૃત્યુકેરા શૈયાપરે પડેલા,
ત્યાં ત્યાગભાવનાની કિંમત કહો શું થાયે ?—
સામર્થ્ય ન્હોય જેને, ને સ્વાર્થ સાધવાને,
સાધુ બને ઘણાયે, એ ત્યાગ કાં ગણાયે ?—
શક્તિ, યુવાની હોતાં જ્યારે વિલાસ ત્યાગે,
આદર્શ ત્યાગ એ તો જગ-દૃષ્ટિએ જણાયે— ૨
યુવક નવીનતાનો છે જન્મ આપનારો,
દીપે એ સૂર્ય સરખો, સન્માન તોજ થાયે—
ક્રાન્તિનો પ્રાણ યુવક, ક્રાન્તિ સમાજ-જીવન,
દોષો સમાજના સૌ ક્રાન્તિનો અગ્નિ બાળે—
બળતાં બધાય દોષો ઝળકે સમાજ સત્યે,
ધીર, વીર, યુવકોમાં ચેતન નવીન આવે—
પલટો ગમે સમયને, ઇતિહાસ સાક્ષી આપે,
ક્રાન્તિ એ ઉન્નતિની ચાવી જગત જણાયે—
જન્મ્યા જે માતકુખે તે કુખને દિપાવા,
સાચા એ 'બાલ' યુવકો આદર્શ ત્યાગ સાધે— ૩

જામનગર બાલકવિ



## ક્રાન્તિ-સમિર

યુગ યુગની જડતાને ટાળે.
સડતાં રૂઢીબંધનને બાળે,
નવયુગની મસ્તીમાં મ્હાલે,
નવવાયુ વાયે.




**અંક ત્રીજો.** **પ્રવેશ ત્રીજો.**

સમય—સમીસંધ્યા. ] [ સ્થળ—સુધાકરનું આરામગૃહ.

( તરંગી તરુણ સુધાકર અને યૌવનમદમસ્ત શિરીનના કહેવાતા સ્નેહલગ્ન પછી કેટલાક દિવસે તેઓ અન્યોન્ય આભારવિનોદ કરતાં બેઠાં છે. જગતપર ધીમે ધીમે તિમિરાદેવીનાં સામ્રાજ્ય છવાતાં જાય છે. )

સુધાકર— સ્નેહિતણાં સંકટ વિદારે, સત્ય સ્નેહિ એ જ છે;
સ્નેહિસુખ માટે સમર્પે સર્વ ! સ્નેહિ એ જ છે.

શિરીન— સલુણા, શો માનું આભાર ?
ઘોર નિશા છાઈ જ્યાં હૃદયે,
શશિ શા પ્રકટ્યા આપ—
જીવન આપ્યું, ને જીવન લીધું,
અન્તરના આરામ ! —
જીવન થયાં રસબસતાં આજે,
સર્વ તમારા પ્રતાપ, —
અરે, ઓ દિલના દિલારામ !

સુધાકર— મનેમન જ્યાં મળેલાં છે, રિપુનું બળ નહિ જામે,
પ્રણયમાં ના જરા શંકા, રિપુનું દળ ભલે સ્હામે !
(પોતાના હાથમાં શિરીનનો હાથ લેતાં) શિરીન ! આખરે હું તારો બન્યો, તું મારી થઈ, ને દુન્યા સહૂ ઝખ મારતી રહી !

શિરીન— સુધાકર ! એ સર્વ તારાજ પ્રતાપ.

સુધાકર— અને તું કહે છે તે યોગીનીના પ્રતાપ નહિ કે ?

શિરીન— અને પેલા માછીના—

સુધાકર— (ભાગ્યપર સર્વ ઢોળી પાડતો) એ સર્વ ભાગ્યદેવીનાજ પ્રતાપ.

બલી જો ભાગ્ય હોયે તો, ન-ધારી ઐકયતા જામે,
સહુ પાસા છતા પડતા, વિજય-ડંકા જગત્ જાણે;
સહુ રિદ્ધી અને સિદ્ધી જરીમાં પ્રાપ્ત થાયે જો,
સિતારો પાધરો હોયે—બલી જો ભાગ્ય હોયે-તો.

(શિરીનના ભાલપ્રદેશપર સુધાકર ચુમ્બન કરે છે. એક બાજુ સંસારનો સુખાનંદ લુંટાય છે, જ્યારે બીજી બાજુએથી સળગતા હૃદયે યોગીની પ્રવેશ કરે છે.)

યોગીની–(સ્વગત.)

સનમ સ્નેહિતણાં આંસુ વિયોગે છે ભર્યાં નક્કી,
હૃદયનાં એ સગાં આંસુ વિધાતાએ નિર્મ્યાં નક્કી;
થતાં વિયોગ એ તનનો, થતો વિયોગ ના મનનો,
બળીને ખાક થાવાનો રહ્યો મારે હવે રસ્તો.

સમાજની સીતમ ચક્કીમાં મારા જેવી કેટલીય કુમળી કલિકાઓ પીસાતી હશે. ખરેખર !

મનલગ્નવિણ મનુબાળની મુક્તિ કદી થાતી નથી,
તનલગ્નથી અંતરતણી કંઇ આગ હોલાતી નથી;
મનલગ્નમાં ના દંપતિ-વિયોગ સંભવતો કદી,
તનલગ્નમાં ના દંપતિ-સંયોગ સંભવતો કદી.

(પ્રેમી-યુગલ સમક્ષ યોગીની પ્રકટ થાય છે)

શિરીન–(નમન કરતાં) વંદન હો તમને હમારાં ! (સુધાકરને યોગીનીની ઓળખ આપતાં) સુધાકર ! આ જ તે યોગીનીદેવી કે જેમણે મારા પર ઉપકાર કર્યો હતો,–જેમણે મને જીવતદાન આપી ઉપકારના ઋણ તળે દબાવી દીધી છે.

સુધાકર–(નમન કરી) દેવી ! આપનો આભાર અવિસ્મૃત છે. કહેશો દેવી, આપ કોણ છો ? આ સેવક આપને ઓળખી કૃતાર્થ થશે.

યોગીની–મારી ઓળખ તમને દુઃખદ નિવડશે.

સુધાકર–(અંગત વાતને સામાન્ય સમજતાં) ભલે ! અમે ય તમારા દુઃખમાં ભાગ પાડી કૈંક અંશે અમારૂં ઋણ ફેડીશું.

શિરીન–(પૂર્વ-વાર્તા સંભારતાં) દેવી ! તે દિવસે મને આપની પિછાન માટે પ્રશ્ન કરવા ઉત્કંઠા થઈ હતી, કિન્તુ તે પ્રશ્ન તે દિવસનાં

ગભરાટ અને ઉતાવળમાં ઉડી ગયો. આજે તો અમારા ઉપકારકને ઓળખી અમે અમારા જીવનને સફળ માનીશું.

યોગીની–સંસારના સુખી જણાતા જીવોના જીવનમાં ઇર્ષાના અંગાર ફેંકવાની મારી અનિચ્છા છે, છતાંય જ્યારે તમારો આગ્રહ છે તો ભલે! શ્રવણ કરો:

સ્નેહના ઉદ્યાનમાં કલિકા ખીલી સૌરભભરી;
આશા–સમિરથી લ્હેરતી ઝાકળભીની આંદોલતી.
આવ્યો ભ્રમર ગુંજાર કરતો, બાગ કુંજ–નિકુંજમાં,
અમૃત બાહ્ય સ્વરૂપમાં, હતું ઝેર કાતિલ ઉરમાં.
ડોળ દેખી બાહ્યનો અંજાઇ તે સૌન્દર્યમાં,
માની લીધો તેનો અને સર્વસ્વ અર્પ્યું સ્હેજમાં.
સૌરભ મીઠી સુંઘી લીધી, મધ સહૂ ચૂસી ગયો,
સ્નેહના ઉદ્યાનમાં એ સ્વાર્થને પોષી ગયો.
ત્યાગી કલી ભાગી ગયો, સુમન અવર સાથી કર્યું,
બળતા જીગરને ઠારવાને જગતમાં કો ના રહ્યું!

સુધાકર—( તિરસ્કારપૂર્ણ સ્વરે ) એવો ક્રૂર ભ્રમર તે કોણ?

જગના સહૂ લોક ખરે! ક્રૂર છે,
જગના જનને કંઇ કદ્ર ન છે;
જગના જન તે નવ જન ખરે!
નવ ચેતન, કિન્તુ જડેજડ છે.

શિરીન–( સહાનુભુતિપૂર્ણ સ્વરે ) દેવી! એ કલિકા તે કોણ?

સુધાકર–( ઇંતેજારી બતાવતાં ) સમજાવશો એ ભેદ?

યોગીની–ધીરજ ધરો. હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપું તે પહેલાં મને કેટલાક પ્રશ્નો પૂછી લેવા દો.

સુધાકર–ભલે! ખુશીથી પૂછો.

યોગીની–સુધાકર, આમની સાથે તમારે શો સંબંધ છે?

સુધાકર–એ મારી સ્નેહરાજ્ઞી છે.

યોગીની–સુધાકર, જીવનમાં કેટલી સ્નેહરાજ્ઞી હોઇ શકે?

સુધાકર–એકજ!

યોગીની–એ સૂત્ર પ્રમાણે વર્તો છો, કે ખાલી હવાઇ કિલ્લામાંજ ઉડો છો?

સુધાકર–નહિ, સત્ય કહું છું.

યોગીની–ઠી—ક. તો સ્નેહસુધા એ કોણ?

સુધાકર—(ચમકીને) એ તો—(શિરીન સામું જૂએ છે.)

યોગીની—કેમ અટકો છો?

સુધાકર—એ તો મારી પત્ની.

શિરીન—(આશ્ચર્યસહ) સુધાકર, આ તું શું બકે છે? શું સ્નેહસુધા તારી પત્ની? શું તું પરણેલો છે? તેં તો મને તારી ઓળખાણ એક કુમાર તરીકે આપી હતી!

યોગીની—ક્યાં છે એ આપની પત્ની?

સુધાકર—મને ખબર નથી.

યોગીની—ખબર નથી? સુધાકર, શા માટે જુઠું બોલી મને તેમ જ તમારી જાતને છેતરવા માગો છો? (ખીસ્સામાંથી પત્રિકા કહાડી સુધાકર પ્રત્યે ફેંકતાં) વાંચો, આ પત્રિકા.

સુધાકર—(સ્વગત) અરે! આ પત્રિકા આના હસ્તમાં ક્યાંથી? આ તો સ્નેહસુધાના આપઘાતવાળી પિતાશ્રીની સમાચાર પત્રિકા!

યોગીની—સુધાકર, કેમ કૈં બોલતા નથી? શરદ્પૂર્ણિમાને દિવસે સ્નેહસુધાને આપેલા વચનને વિસરી આપે વર્ણાંતર દ્વિતિયલગ્ન કર્યું. સુધાકર! એક પવિત્ર લગ્નવિધિને આપે અપવિત્ર કરી છે. આપ એક સ્ત્રીના પ્રેમનું આટલી હદે અપમાન ન કરો. કહો કે તમે તમારી આ દાસીને તમારા પ્રત્યેક ગમ અને સંકટમાં સાથે જ રાખશો. હું તમારી ધર્મપત્ની છું. સુધાકર, તમને આપણી જૂની પ્રતિજ્ઞાઓના સોગંદ! તમને તે અવિનાશી પવિત્ર વિધિના સોગંદ, જેણે તમારી અને મારી જીન્દગીની બે નદીઓને એક જ ધારામાં વહાવી છે. સુધાકર, સ્નેહસુધાના આપઘાતનું કારણ.........

(યોગીની પોતાનો શ્યામ બુરખો દૂર કરે છે.)

સુધાકર—કોણ, સ્નેહસુધા?

સ્નેહસુધા—(યોગીની) હા, એજ સ્નેહસુધા કે જે આપના હોષ્ટના પ્રેમામૃત વડે સજીવન થઇ હતી. આ એ જ સ્નેહસુધા કે જે સંસારમાં સ્વર્ગસુખ અનુભવી રહી હતી. (નિઃશ્વાસ નાખી) હા! એ સુખનાં સ્વપ્ન વહી ગયાં. આજે આ સ્નેહસુધા નિશ્ચેતન અને નિષ્પ્રાણ શરીરમાં સ્વહૃદયની બેચેન ધડકવડે સજીવનતા અને ચૈતન્ય લાવવા કોશીશ કરી રહી છે,—તમારાં બેદરકાર નયનો સમક્ષ સંસારના સીતમની ફરીયાદ કરીરહી છે.

સુધાકર—( બાહ્ય લાગણી બનાવતાં ) સ્નેહસુધા ! શું કરૂં ? લાચાર છું. મારી આંખો પ્રેમથી નહિ, પણ ઝેરથી ભરેલાં બે જામ છે. તારા સૌન્દર્યને, તારી અભિલાષાઓને, તારી ઉર્મિઓને મેં ભસ્મીભૂત કરી છે. અફસોસ ! હવે તો રાસને બદલે રાસડા ગા; હૃદયદ્રાવક સંગીતના કરૂણ સૂરોના લયમાં મસ્ત થઇ જઇ તારી જીંદગીને, તારા સુખને, અને મને સદાને માટે છોડી દે !

સ્નેહસુધા—શું ? શું કહ્યું, સુધાકર ? તમને છોડી જાઉં ? શું તમને ત્યજી જાઉં ? માફ કરજો, હું કૈં જ સમજતી નથી. તમારી ઝેરી આંખોમાં એટલા બધા જાદુઇ કીસ્સા ભરેલા છે કે તે વાંચતાં મારાં રોમાંચ ખડાં થઇ જાય છે, શરીરમાં ધ્રુજારી છૂટે છે, સુખની આશાઓના હવાઇ કિલ્લાઓનો નાશ થઇ, નિરાશામય વાતાવરણ ફેલાઇ જાય છે. સુધાકર, તમારા દ્વિતિયલગ્નનું કારણ શોધતાં મારી બુદ્ધિ ચક્કર મારી જાય છે.

સુધાકર—મારા દ્વિતિય લગ્નનું કારણ: એક સ્ત્રી અને બાળહત્યા થતી અટકાવી મારો ધર્મ બજાવવાનું હતું.

સ્નેહસુધા—અને તમારી પ્રથમ પત્નીને ભૂલી જવી, એ પણ તમારૂં ધર્મ-બ્હાનું છે, કેમ ? સુધાકર ! એ લગ્નમાં તમારો સ્વાર્થ—તમારી નિર્બળતા સંતાએલાં છે. તમે શિરીનના સૌન્દર્યથી અંજાઇ ગયા છો, અને ' અશક્તિમાન ભવેત્ સાધુ ' જેવું કરો છો.

સુધાકર—( ચ્હીડાઇને ) સ્નેહસુધા ! તમે મારૂં અપમાન કરો છો.

સ્નેહસુધા—તે ગમે તેમ માનો. સુધાકર, સુધાકર, તમે જૂઓ છો કે આ સ્નેહસુધા તમારા પ્રેમબાણથી ઘવાએલી છે. એ ઘવાએલી સ્નેહને શું તમે નહિ સ્વિકારો ?

સુધાકર—( કૃત્રિમ ભાવસહ ) ન પૂછ ! તારા આનંદને એક આકસ્મિત મોતના પંઝામાંથી બચાવ, તું મારૂં હૃદય સાંભળીને અત્યંત દુઃખી થશે. આવી હઠ ન કર !

સ્નેહસુધા—દિલારામ, હું જોઇ રહી છું કે તમારા ચહેરાના પ્રકાશિત વાતા-વરણ પર ગમગીનીની ઘનઘોર ઘટા છવાએલી છે. એને દૂર કરવાનો શું સ્નેહસુધાને હક્ક નથી ? શું મેં ફક્ત તમારા આનંદમાં જ ભાગ લેવા ખાતર એક પવિત્ર લગ્નવિધિને અપવિત્ર કરી છે ? શું મને તમારા દુઃખમાં ભાગીયણ થવાનો લેશમાત્ર અધિકાર નથી ?

સુધાકર—(કૃત્રિમ ભાવે) મને લાચાર ન બનાવ; મને કૈં પણ કહેવા ન દે !

સ્નેહસુધા—વ્હાલા ! તારે કહેવું જ પડશે.

સુધાકાર—તું સાંભળશ ?

સ્નેહસુધા—હા.

સુધાકર—તો લે. સાંભળી લેઃ માબાપે આપણને પરણાવ્યાં, તે સમયે આપણે તો ઢીંગલા–ઢીંગલી જેવડાં હતાં. માબાપે મઝાહ મ્હાણી, માબાપે લ્હાવ લૂંટયો. લગ્ન પુરૂં થયું ! એવાં લગ્ન એ લગ્ન જ નથી !

સ્નેહસુધા—સુધાકર ! આપ શું વદો છો ? હા ! ત્યારે તો એમ જ કહોની કે પેલી શરદ્પૂર્ણિમાનું મિલન એ સ્નેહમિલન નહિ !

સુધાકર—બેશક નહિ ! સૌન્દર્યને ભાળી માનવી સ્હેજ આકર્ષાય એટલે એનું નામ સ્નેહ નહિ !

સ્નેહસુધા—( સ્વગત ) પુરૂષો બોલીથી બંધાતા નથી. દીધેલા કોલ તોડતાં તેમને જરા ય વાર લાગતી નથી. કોલેજમાં ગયા, લોજીક લીધું, ફીલસુફી પઢયા, એટલે દલીલો કરતાં શીખ્યા. બાહ્યાડંબર તો એમનું પરમપ્રિય સૂત્ર થઇ પડયું. હા ! ( બળતા હૃદયે પ્રકટ ) ઠીક, તો શિરીનને આપ ચાહો છો ?

સુધાકર—જરૂર. એમાં શંકાને સ્થાન હોય જ નહિ.

સ્નેહસુધા—( શિરીનને ) આપ શું સુધાકરને સાચા હૃદયથી ચાહો છો ?

શિરીન—આપ કેવો પ્રશ્ન કરો છો ? ભલે, એણે મ્હને સત્ય છુપાવી અમુક દરજ્જે અન્યાય આપ્યો છે, પણ હું એના ઉપકારના ઋણમાંથી કદાપિ મુક્ત થવાની જ નથી. એનો આભાર મારાપર ઓછો નથી. તેણે મને જીવનદાન આપ્યું છે. હું ચાહતી આવી છું–ચાહું છું–ચાહીશ.

સ્નેહસુધા—( સ્વગત ) ઉપરથી અમૃત પીરસનારના હૃદયમાં ઓછું ઝેર નથી હોતું. સફેત શાયામાં વસનાર એ શયતાન ! તેં મધુકાન્ત જેવ કેટલાયને ભ્રષ્ટ કર્યાં, ને થઇ, છતાં તારો સુધાકર પ્રત્યેનો એક-પત્નીવ્રતનો ડોળ ન ગયો !

કૈં નહિ ! એક વાર મ્હેં ચેતવ્યા હતા. બસ ! મેં મારી ફરજ બજાવી છે. હવે તો આ વાત ફરીને બ્હાર પાડી મારે સુધાકર તેમજ શિરીનના હૃદયને આઘાત નથી પહોંચાડવો. ડુંગરાને દૂરથી જ રળીઆમણ રહેવા દો.

શિરીન સુધાકરને ચાહે છે, સુધાકર શિરીનને ચાહે છે. પરસ્પરને પ્રેમપ્રવાહ અટકાવવો એ આર્યબાળાનો ધર્મ નથી. આર્યબાળા તો સહત

આવી છે, ને સહશે. તેનાં સગાં–સ્નેહિ માટે સ્વજીવન અને સ્વસુખની આહુતી અર્પશે;

'સ્હાવું અને સ્હેવું' સદા એ સૂત્ર હૃદયે રાખતી;
આર્યબાળાની અડગ વૃત્તિ અમર તપ સ્થાપતી.

આર્યબાળા કદાપિ પણ પોતાના પ્રેમને વાણીમાં વ્યક્ત નહિ કરતાં વર્તનમાં રાખશે. તેઓ સ્વાર્થી હોઇ પ્રેમી હોવાનો ડોળ નહિ કરે!

પ્રેમ શું સમજે નહિ, ને ડોળ પ્રેમીનો કરે;
પ્રેમીનો સૌ પ્રેમ આજે સ્વાર્થમાં આવી રહે!

બસ સ્નેહસુધા! હવે સુધાકરની મતિ ફેરવાઇ ગઇ છે. જેવો સંગ તેવો રંગ બેસે એ તો સુજનજૂની કહેતી છે. પ્રત્યેક હૃદયના રંગ એક હોતા નથી. હવે સુધાકર સ્નેહસુધાને સ્વિકારે એમ નથી. શિરીન સાથે હૃદય જોડી પોતે સુખી થશે એમ માને તો ભલે! તેમને તેમ જ કરવા દે. 'પતિના સુખે સુખી, અને દુઃખે દુઃખી' એ આર્યબાળાઓનો જીવનમંત્ર છે. સ્વજીવનને સુખમય બનાવવા, અન્યના સ્નેહમાં વિક્ષેપ નાખવો અને તેમના સુખને દુઃખસ્વરૂપમાં ફેરવી નાખવું એ આર્યમહિલાનો આદર્શ નથી.

પ્રણયરંગ તણાં અમીસિંચને,
હૃદય ભાવ–વિભાવ મહીં ઝુકે;
હૃદયપ્રેમ છૂપો રસ રાચશે,
પ્રણયનાં બલિદાન કરુ સમે.

સુધાકર–(બેપરવાઇથી) સ્નેહસુધા! હું ઘણો દિલગીર છું કે તને તારા યોગ્ય અધિકારથી વંચિત રાખવા માટે તૈયાર થયો છું.

સ્નેહસુધા–શું કહ્યું?

સુધાકર–એજ, કે હવે તું તારા પ્રેમને તારા હૃદયમાંથી કાઢી નાખ.

સ્નેહસુધા–સુધાકર! સત્ય પ્રેમ સદા અવિનાશી છે. તેનો નાશ થઇ શકતો નથી, કિન્તુ સત્ય પ્રેમ કરનારાઓની જીંદગી બરબાદ કરી શકાય છે! જૂઓ સુધાકર! તમે પુરુષ છો, હમારે માટે 'પ્રેમ' એ એક રમત છે! સ્ત્રીનું હૃદય એક રમકડું છે. તમે જ્યારે ચાહ્યું ત્યારે તે વડે રમત રમ્યા, અને જ્યારે ચાહ્યું ત્યારે માટીના રમકડાને ભાંગી, ચુરેચુરા કરી નાખી. દૂન્યાના અન્ય રમકડાને પસંદ કર્યું! કિન્તુ સાંભળો, પ્રેમ–જ્યોત સ્ત્રી–હૃદયમાં એક જ વાર

પ્રકટે છે. તેને હોલવી નાખવાનો પ્રયત્ન કરતાં તેના આરામ અને મનની, તેનાં ધીરજ અને સંતોષની, અને તેના આનંદ અને ઉલ્લાસની સુરમ્ય વાટિકાઓને બાળીને ભસ્મ કરી દે છે. તેનું ભાવિજીવન ફક્ત એક જ હેતુ માટે રચાય છે—ખરચાય છે. મારા જીવનના હેતુરૂપ આપ જ છો. હું આપને છોડી શકતી નથી. આ મારો નિશ્ચય છે. આ એક આર્યબાળાના હૃદયના રંગ છે.

માની લીધો જેને હૃદયથી તે જ હિ બસ એક છે,
તન–મન સમર્પે એ જ રામાના હૃદયના રંગ છે.

સુધાકર—ના, ના, એ તો તરૂણીના તરંગ છે. સ્નેહસુધા! લાચાર છું.

સ્નેહસુધા—બસ! તો મારા જીવનની પળોને અવિનાશી અને અનંત બનાવી શકીશ? જરાય ના. તમારૂં હૃદય તમને નિરાશામય શબ્દોનો ઉચ્ચાર માત્ર કરાવે, તે પહેલાં જ હું મારી જીંદગીને તમારી પ્રેમવેદી પર ચ્હડાવી દઇશ! અને આજ સુધાકર કે જેમણે મારા સૌન્દર્યને પોતાના પ્રેમનું કેન્દ્રસ્થાન બનાવ્યું હતું; જેમણે મારી જીંદગીને પોતાની પ્રીતિ-ભરી સંભાળની સાથે સંયુક્ત રહેતાં શીખવ્યું હતું, તેના ચરણપર તેવી જ રીતે તેને પોતાનું સર્વસ્વ સમજીને અર્પણ કરી દઇશ!

તરંગી સૌ તરૂણોના જીવનના જંગ ન્યારા છે,
પ્રણય પિછાનવા સૌના હૃદયના રંગ ન્યારા છે.
પ્રિતમના સ્નેહને માટે હૃદયનાં દાન ઓછાં છે,
પ્રિતમના સુખને માટે પ્રણય–બલિદાન ઓછાં છે!

(સ્નેહસુધા પોતાના કમળદાંડી શા નાજુક હસ્તની કોમલ આંગળીએથી હીરાની મુદ્રિકા કહાડી ચૂસી લે છે.)

આવ,—આવ,—પ્રિયતમની પ્રિય મુદ્રિકા છેલ્લું ચુમ્બન લે–દે......

(કોમળ શરીર પર બહુ જ ઝડપથી એ ઝેરની અસર થાય છે. તરંગી તરૂણોના હૃદયના રંગનો ભોગ થઇ પડેલ સ્નેહસુધાનો દેહ નિશ્ચેતન બને છે. દરમ્યાન સર્વત્ર પ્રકાશનો આવિર્ભાવ થાય છે. સ્વર્ગમાંથી અપ્સરાઓ વિમાન સહ ઉતરે છે. સ્નેહસુધાના અમર આત્માને લેઇ વિમાન આકાશમાર્ગે વિચરે છે. નવયુગલ તો જાગૃતાવસ્થામાં કહેવાતાં હોવા છતાં આ સ્વપ્ન અનુભવતાં અવાચક બને છે.)*

[ પ્રવેશ સમાપ્ત — અંક સમાપ્ત ]

—બાબુરાવ જોશી

---

* મારા હૃદયના રંગ નામક અપ્રસિદ્ધ નાટકમાંથી.

# સપ્તર્ષિ મંડળ

અનન્તતાના કાંઠડે દેવાંશી એ કવિ હતા. એમની કવિત્વ શક્તિનું ભાન કરાવવું એટલે જગતોન્નતિનો મહામન્ત્ર પાઠવવો. સંગીતમાં ભાગ્યવાન ગાંધર્વોની મીઠી મધુરતાને લજાવવી, સૃષ્ટિ–નિરીક્ષણમાં ગગનવિહારી રાત્રયાધિપતિએ અભિમાન તજતાં, તર્કમાં તાર્કિકોનાય અશ્વો શિથિલતા સ્વીકારતા, શબ્દપ્રવાહ કે ભાષા–પરિચયમાં શુકદેવજી સન્મુખતા તજતા, એમની લેખીનીની અમૃતધારાથી ચંદ્રિકાય સુકાતી જતી, એમના ભાવી વાણી વિલાસના ભાવમાં વિલાસવતી રસવતી સરસ્વતી ય કૌમારવ્રત ભજતી હતી. એમના પ્રશંસકોમાં ભાગ્યે જ કોઇને આ વિદિત ન હોય.

એમનો જન્મ થતાં જ સૃષ્ટિના જડ અને ચૈતન્ય તમામ પદાર્થો આનંદપૂર્ણ માનસથી નૃત્ય કરવા લાગ્યાં હતાં, કવિ કાલિદાસ, બાણ આદિ ક્ષુલ્લક કવિઓની અવગણનાથી ક્રુધ્ધ થયેલા એમને ક્રોધાગ્નિથી દહતા આ કવિવરની ગાયકસ્વરે પ્રશંસા કરતા. કાકરાણીનાં મધ્યરાત્રિનાં હાલરડાં, થનગન થનગન નૃત્ય કરતાં શુકસારિકાના વસન્તોત્સવમાં ઉડતી રસની હેલીઓ, લાડીલાં કમ્બુગ્રીવોનાં આન્દોલતાં રસભર લ્હેકાતાં ડોલનો; આમ્રવૃક્ષને મંદિરે હિંચતી "ઝુલું કે ઝુલાવું" એમ પ્રેમભર પિયુને કટાક્ષયુક્ત દૃષ્ટિથી નિહાળી વદતી કપિરાણીના વાગ્વિલાસ; કાકાકૌઆ ઉન્માદમાં સુણાતા વેણુના રણકારના ભણકાર ચંદાને મંદાના પ્રશ્ન, ચંદ્રિકા કરતી પ્રશસ્તિ, શાખાના મૃગ આદિ વિવિધ રસિક વિષયો, એ ઉપરાંત હોટેલનાં માટીયાં, રેસ્ટોરાંના ઉપસેવકોના હાથમાં નાચની અલ્બદાનીનાં લટકાં, સુરા ઉપમાનીય બાટલીના બુચો, શેર બજારના લાલાઓના તોલવાના કાંટાઓને લુચ્છવાના કદશકલો, ઘાંચીના બેલ, સુખડીઆના મેલ, શાકબજારની સહેલ, રંગબજારના ખેલ, પાણીના પોરાઓની ગેલ વગેરે લોકપ્રિય પ્રત્યક્ષ પદાર્થોનાં વર્ણનો એમને હાથ થતાંજ તેઓ સર્વ આત્માની ધન્ય માનતા.

જયન્તિઓમાં વિજય એમનો. તાલીપ્રદાન એમને લચકાતી લ્હેકાતી લલનાઓની દૃષ્ટિ પ્રક્ષેપની લ્હાણી એમને જ, રસ્તે જતાં વિજળીનો થાંભલો યે નીચું નમી નમન કરતો. પક્ષીવૃન્દના નેતા નેકી પોકારતા, અશ્વો પણ કેકારવ કરતા 'ગુડમોર્નિંગ' નો ભાવ પ્રેરતા.

કોઇપણ માસિકસંદેશવાહિની વિધવા ન હતી. એમના પતિભાવે તે સદા સપુત્રા, અને સપુત્રી થતી આન્દોલતી.

એઓશ્રીના પરોક્ષભાવે રાત્રી ઉદાસીનતા ભજતી, બજાર રાત્રીનાં બંધ રહેતાં, સજીવ નિર્જીવ તમામ પદાર્થો શોકગ્રસ્ત થતાં મૌનભાવ ભજતા, કદાચિત્ શોકના ચિત્કાર સુણાતાં ગોપીઓની વિરહવેદના ય લાજતી.

એક દિવસ પોતાનું અલૌકિક અને અદ્ભૂત કલાવિધાન સમુ કવિત્વ પ્રદર્શવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

દીપોત્સવીના દિવસોમાં દીપોત્સવીને કવિચકે કાવ્ય–દીપાવલીથી શણગારી જાણે કે કૌમારને આંગણે રમતી ચંદ્રિકાને કંઠે મણીની માળા. વિશ્વમંડળિકામાં પ્રકૃતિ–સૌન્દર્યનાં પાથરણાં પથરાયાં હયાં. જ્યોત્સ્નાના અનાવિલ હૃદયહારી ફુવારા ફુટતા હતા. તારલીયાનાં તોરણો બંધાયાં હતાં મીઠા કલરવે સરિતનાં નૃત્ય વિલસતાં હતાં કવિશ્રી શશીશેખર ચુડામણિ પ્રભાસાગર પ્રૌત્તમ સ્થાને વિરાજ્યા હતા.

પ્રસંગ હતો દીપોત્સવીના વાર્ષિક ઉપહારનો. પહેરાવવાની હતી ચુંટીને રસકલગી દેવીને, દીપતા હતા કવિ જાણે વિચલ ધ્રુવના તારા સપ્તર્ષિઓના મહામંડળ મધ્યે. આરંભ્યું કવિએ. શાંતિની ગંભિરતામાં આહ્લાદનાં કિરણો પ્રસર્યાં. સપ્તર્ષિ મંડળે એકાગ્રતાની માળા ગુંથી કવિનું પૂજન કર્યું. કવિએ આહ્લાદ સ્વીકારતાં વાક્સરિતામાં નાવલડાં હંકાર્યાં.

રસીલાં રસગણ હો ! ! !

મશગુલ છો મધુતાની મધુરતામાં. રસપાન કરશો આસ્વાદનાં આન્દોલનનાં ? વાય છે માનસરસની મીઠી મીઠી લ્હેર, ઉડે છે પક્ષીગણ સમોવડા તરંગો હૃદયની ટોચે અડી, જાણે નિજ ગૃહનિવાસી, ક્ષમ્ય છું દોષ કાજે, જેવા છે કવિરાજ ઉપલનાલિકા ભંગ કાજ.

મદમસ્ત મધુકરગણ સરીખડા વિચરે છે કવિઓ, અનેક ફોતરાં ફેંકી ગણાવે છે પોતાને કવિરાજ. કાષ્ટકીટ સમા કોરે કેવળ કાષ્ટને; જાણે શું કાર્ય છે સુત્રધારનું જે કાષ્ટની મૂર્તિ બને ! !

પ્રાકૃત વર્ગથી ભિન્નતા ભજી નૂતન માર્ગે પ્રસ્થાન કર્યું છે. કેવી મધુર ફૂલવાડી ! ! કેવી મીઠી અન્તરાહ્લાદની લહેર ! ! દાખવીશ–દખાવીશ નૂતન પયગામી આપણી શકિતઓનાં ઉછાળનાં દશદિશગામી તેજની કિરણાવલી, શૃંગારરસિકા નવયુવતિની છુટી કેશાવલી સમોવડીશી કાવ્ય-સરિતાને તટે ગુંથી છે ફુલવાડી ? વૃક્ષ–વેલડીથી રળીઆમણી જ્યાં કોકિલા

કુજે, અને પક્ષીગણો વિલસે. જાણે અમૃતસરનાં પાન કરવા મથતા અમર ગણો ?

જુઓ ! જુઓ ! દેવલ્હાણુ તલપે છે પેલા સ્થૂલ વા–મન તારકગણો ? સુણો હેમની ગર્જતી મુખાચ્છાદન કરી શરમાતી નૃત્યદાસી સમી લહેકાતી પ્રૌઢાના કોકિલરવો ! માનવમુખે સિંહ–ગર્જનાના અસંભવસ્તો. "જ્યાં જ્યાં કાવ્ય ત્યાં ત્યાં છંદનાં છુંદણાં; જ્યાં જ્યાં તર્કના આવાસ ત્યાં ત્યાં પ્રાસની પાદરેખા;" નથી એવું કાવ્યમીમાંસાનું ન્યાયસૂત્ર. ભૂલે છે કાવ્યાટવીમાં યે કાવ્યનાં લક્ષ એમનાં કાવ્ય–બાણો, વિસ્મરે છે વિસ્મરાવે છે. બંધાયના એ કે શાસ્ત્રના દોરે વિરાટસ્વરૂપ કવિ. તર્કમાં ય તેમ લેખન કળામાં ય પણ ઋષિવરો ! જરા ચાખશો એમનું ગર્ભામૃત કસ્તર અને કચરાથી ભરપૂર વસન્તમાં મલિનપ્રવાહ સમોવડું!! વસન્ત એટલે લાલિત્ય, ઉત્સાહ અને રંગમય હૃદય, ક્યાંથી વિહરે વસન્તના ઉત્સવમાં ? વનરાજ તો વૃક્ષના ભંગ કરે; રંગના રાસનાં નૃત્ય ક્યાંથી જાણે ? ક્યાંથી આન્દોલે એ નરપુંગવો કોમળ ચિત્ત–હારિણી હરિણીના રસનૃત્યે ! !

રસના જાણણહાર એ બધું નિરખવાનું છે આપને !

જુઓને પેલો ! ગિરી–ભેખડોમાં શ્વેત પાષાણ સમોવડો, જાણે બીજો શ્વેત વનરાજ. જડ છતાં ય મથે છે સુણાવવા ભણતર. કરેસ્તો એવું. નથી પદે ધર્યાં સિંહનાં નૂપુર કે કરે ઝંકાર; નથી ધર્યાં વનરાજનાં હૃદય કે વગાડે વીણા, નથી વાળ્યાં વેલડીનાં વન કે ગુંથે કુસુમમાળા; નથી મંજીરાના રણકાર એટલે સુણાવે છે ભણકાર. વળી ઉગાવે જુવાનીને. ન પીવા ઇચ્છે રસસરિતાને જડતા વિનાશવા. જડમાં રસધારા ન સંભવે. નથી એ ગોપિકાના ગેવાળ કે સંભવે રસ ને માધુર્ય, ગિરિતટના કુંજ વિહારમાં. જોઇએ છીએ એમાં સ્ત્રીસમા હૃદયની કોમળતાની લ્હાણી. ન સંભવે એ તારલીયાના તેજમાં.

નાનકડા તારલીયાનાં તેજલીયાં ચમકવા જાય પણ ચમકે નહિ. શું કાજ કરી શકે ગતિહીનાં બાપલીયાં ! ! ! જુઓ લલકારે પેલો ! ઘણો ય મંજુલ થવા મથે. શબ્દને ય લલકાવે પુરૂષની પ્રકૃતિ કરે જાણે રંગભૂમિની નટી, લચકાતી લ્હેકાતી ચલાવે, કરે રસભર તેની આંખલડી નેનનમાં અંજન આંજી. કપોલસ્થલીએ ટબકાં કરે કાજલડાંનાં જાણે નંદનવનમાં સીતાજીના નૃત્ય કરતા મોરલા ! ! ! કીર્તનીયાં ઝકકે છે અને એમ લલકારે છે. છતાં કર્યું નથી કરાવ્યું નથી અન્ય કવિએ એ કર્યું છે એણે, સુણશો ?

મઢૂલી અમારી આણે તીર
સંતો વહાલાં
અનેરી અમારી એ લગીર.
લાડીલા કોડિલા કીધા, લલના સમ લટકાં કીધાં
ફૂલડાં લેજોને એ લગીર—સંતો૦
થનગન થનગન કેવું લાગે નાચલડું એ પ્યારું
જોવાને આવજો એ લગીર—સંતો૦
આંખલડીના મીઠડા ચાળા, વાતલડીનાં મીઠડાં લ્હાણાં
રેલવીએ ત્યાં રસરંગ લગીર—સંતો૦

જુઓ દીસે છે સોનીડાની ચમક પેલા તારલીયે, ચતુર્દશ પાદિકા–વાહિનીમાં વહેવડાવે છે કાવ્ય નાવલડાંને. બીજા ભજે છે ષટ્પાદિકા તો આ ભજે છે ચતુર્દશ પાદિકા. રસીકડાંઓ! બંધનમાં વિહારવું કાં? એને શોભાવે છે વારૂં! શણગાર નથી એ આ યુગના. ઘણુય કવે છે લોકડીયાંનાં ગીતડાં. ગાય છે ને ગજાવે છે ગૃહદ્વારો અને ભજવે છે ભાવનુતન હરિદાસના. આત્મસ્વાર્થ વિના લોકસાહિત્યની અણમૂલ વાની કોણ પીરસે? ગોકુલની ગાવડી અને મહિષવરો ટોળે મળે છે એમના રસિક વેણુના નાદથી. આપણને ન શોભે એ. પ્રગતિને પંથે વિચરવાં એ જ આપણો ધર્મ. આપણે તો રસનાં પાન ને રસનાં ધામ. કલ્પનાના વિહાર આપણે આપણી ભાંગી તુટી પાલખીમાં સમતા ન શોભે, આપણી તને વલમાં નથી, સમતા નથી, પ્રભુના સૃજનમાં ય.

સુણ્યા છે જગત્–મંદિરના દિવ્ય–ઘંટના રણકાર? જાગ્યા છો કાવ્ય પડઘમના રણશૂરા સુસ્વરોના ભણકારેથી? મધુમક્ષિકાને 'ખબરદાર' ના ઘોષ સુણાવતી કલિકાના આસ્વાદ્યા છે પરિમલના ગુંજને? જગતને એ નવું લાગે. નવું જ છે એ.

નથી તારકો કે ઉપતારકોનાં તેજલીયાં આપણે કામનાં. ઉપતારકો ય અસંખ્ય છે. પણ એમનાથી શું? એ તો આપણાં પૂછડાં અને આપણે ધૂમકેતુ. એ તો સાચા સૂતરના તાર કોઇએ કથ્યા તારકોને ગણાયા એવા. પાશ્ચાત્ય પ્રતિબિંબ પાડે શું? નથી એમાં મૌલિકતા–સ્વતા. પરતાના પરાવલંબને શું મળે? આપણે ચોર નથી શાહુકાર છીએ. સિદ્ધ કરશું શાહગીરી આપણે નૂતનપંથનું શાળામંદિર સ્થાપી. ઝમાવો ઝુંડો ફરફરતો આભલાની ટોચે અડતો, ને પ્રેરો લ્હાણુદેવીને આપણાં રીસભર પુષ્પોની સન્તકુંજમાં.

પેલા એકાક્ષ કાકદેવ! ઉંચે ઉડતાં નૂર નેનનું ખોય છે! ભ્રમમય જગતનો સાક્ષાત્કાર થયો છે એમને. મંદિરના ભટીયાઓ ઝાપટ મારતાં, દર્શન કરવા જતી લલનાઓનાં ચિત્ત હરણ કરે છે. આ કાકદેવી વિશ્વના ભટીયાની પદવી પ્રાપ્ત કરી કાવ્યમંદિરે દેવીનાં દર્શન કરતાં ભાઇ અને બાઇ બધાંને ય ઝાપટ મારવા મંડી પડે છે. બતાવે છે કે એ હરણમાં તો અપહરણ છે. બધાંમાં ય એ જ દેખાય છે. કોઇના મગજમાં ધૂમાડો દર્શતો નથી. એકાક્ષને શું દીસે? ફોડવા દો એમને. બજાવે ભલે ઢોલક. આપણે કરો 'યાહોમ' ને ચલાવો નરસિંહની વડેલ સમું આપણું નવું આ. ભલેને કાવ્યદેવીનાં આ મામેરાંને હસે ઠગ નગારો! આપણે નરસિંહ સમા મચ્યા રહેશું. સન્તને વડલે અને વીરને પારણે ઝુલાવશું વિજયદેવી.

ભલે નાચેને એ ભૂતગણનો શિરોમણિ; થવા મથે છે એ સ્મશાનવાસી જોગીંડા. એથી શું? વિલાસનાં હૃદય ને વૈભવના ક્ષેત્રમાં વૈરાગ્યના બી ન ઉગે. નથી આપણે કામના એ બાળખેલો.

જુઓને પેલો સ્વાહા ને સ્વધાનો પતિ! ને પેલો કાર્તિકસ્વામી કૌમારવ્રતનો અનુભવી? પચરંગી ક્ષેત્રનો પચરંગી કીટ નવનવાં રૂપ ધારણ કરતો, સ્વચ્છંદે વિહરતો, હિંદની પવિત્રનામાય પશ્ચિમના પડછાયા પાથરતો શા કામનો એ. મંછીના કણીઆ સમા ધંધા આપણે કામના નહિ. કણીઆભાઇ કર વેરે ને કોઠાર ભરે. એમાં કયાંથી લાવે, કેમ ભરે, તે જોવાનું સોંપો વેલા વિશ્વવિહારી એકાક્ષને, આપણે મચો આપણા કાર્યમાં.

મળી છે. કાને આવી છે એ સમસ્ત તારકગણોની લ્હાણ દેવીને દેવાની.

કોઇ મધુર કંઠે ગાશો?

સપ્તર્ષિમુખી--ગાશું નહિ અમે; સૂણશું ય નહિ. ન ગમે અમને એવાં અબજોનાં બંધન. ગાઓ તમે, ગાશું અમે, આપણા પંથનાં અણમૂલ ગીતડાં. રસભર ગજાવીશું વિશ્વની વાડી. વધાવશું પ્રભાતને આંગણે દેવીને એ કુમકુમભર્યાં માંગલિક પુષ્પના ઉપહારે.

કવિ શશીશેખર—વિરલાઓ, બહુમતને અભિવન્દું છું પ્રેમલ હૃદયભાવથી. લ્યો ચુંટો રસ કલગી સૌએ ને વવડાવો ઝંઝાવત ઉદ્દીપનના.

ઉડતી ધૂલિ બંધ કરાવો,
ઝાડે ઝાડે ફળ અણાવો,
પધારે છે દીપની દેવી.
તોરણનાં ય તોરણ બંધાવો

સાથીયાના ય સાથીઆ પૂરો
પધારે છે ઝળકતી દેવી.
રસઝરતાં ભોજન પીરસો
ફટ ફટ ફટાકડા ફોડો
પધારે છે એ દેવી.

હજાર આંખે ચકચક જોતી
વિજળી ય લજ્જાની લાજે,
વેલની ય જાણે વેલી.
ફુલની ય જાણે ફુલમાલણુ
પધારે છે એ દેવી.
મીઠડાં મધુરાં ગીતો ગાવ
ને દો લ્હાણાં એ દેવીને
લેશે લ્હાણુ ને દેશે આશીષ.
હીંચો હીંચકોરે
કાવ્ય વેલડીની માંહ્ય;
કાવ્ય વેલડીની માંહ્ય;
કાવ્ય વેલડીની માંહ્ય;
ઝૂકો હીંચકેરે, કાવ્ય વેલડીની માંહ્ય.
વાદળી જ્યમ ગગન માંહ્ય;
પોરા જ્યમ પાણી માંહ્ય;
એમ હીંચી હૃદય માંહ્ય;
કવિરાય ગાય
કાવ્ય હીંચકોરે, હૃદય વેલડીની માંહ્ય;
હૃદય વેલડીની માંહ્ય;
હૃદય વેલડીની માંહ્ય;
નવ આચકોરે, કાવ્ય વેલડીની માંહ્ય.

તાલિના ગડગડાટે વધાવી લીધી આ રસજુષ્ટિકા. સપ્તર્ષિ મંડળ ઉભું થયું. કવિ શશીશેખર ચૂડામણિ પ્રભાસાગર પણ ઉભા થયા. સપ્તર્ષિઓએ પ્રદક્ષિણા કરી. આશીર્વાદ દીધા કવિવરે. અસૂચિત અને અનુગત પંથે વિહરવા અમૂલ્ય સૂચનાની લ્હાણ કરતા સીધાવ્યા પોતાને ધામ.

"વિહારી" બી. એ.

# મહત્તા રામનામની

સત્તાંધ રાવણતણો મદ ફેડવાને,
સીતાતણા જીવનમાં રસ રેડવાને;
સ્નેહીતણાં અમર અમૃત સિંચવાને,
સત્યાગ્રહે જય વસેલ બતાવવાને.

જગતમાં જન શું ન કરી શકે?
અણઘડાયલને પણ કેળવે;
કપિતણું બલ શ્રેષ્ટ ખરે જ છે,
જગતમાં સૌ ધાર્યું કરી શકે.

લઈ વાનર સૈન્ય પ્રભુ ઉપડયા,
'જય રામ' તણા કપિઘોષ થયા.

સંગ્રામનો સર્જિત લ્હાવ લેવા,
મદોન્મત્તોનો મદ દાબી દેવા;
શ્રી રામ–સેવા જીવને જમાવા,
ઉરે અતિ ઉત્સુક થાય સેના.

અમોલી સેવા ને અજબ સત બેનું ઝહળતું,
મુખે ને ઉરે લક્ષ્મણ પ્રભુ કપિ સૈન્ય રટતું;
વફાદારી કેરૂં સકલ હૃદયે જોમ વસતું,
સતી સીતા લેવા સબલ કપિનું સૈન્ય ધસતું.

નદી, નાળાં, ગિરી, ઝાડી, વટાવી દક્ષિણે જતા,
રમતા કુદતા જાતા સિંહો શી ફાળ મારતા

દીર્ઘ પ્રયાસ પછી ઉભા આવી સાગર તીર,
દીર્ઘ પ્રયાસ છતાં જડે જુક્તિ કૈં ન લગીર.

હનુમાન કૈંક વિચારતા 'શ્રીરામ' મનમાં જાપતા;
મહિમા બતાવા રામનો યુક્તિ દિલે લડતા હતા.

'શ્રી રામ' શબ્દો લખીને, શિલાને
નાખે મહાસાગરમાં, તરે જે:
દીઠી સહુએ નવયુક્તિ જ્યારે,
વા'રે ચ્હડયા વાનર સર્વ ત્યારે,

નિરાશાનાં તિમિર સઘળે ઉરવિશ્વે છવાયાં,
આશાકેરો અમર સવિતા સર્વ ભેદી ઉગ્યો ત્યાં,
રામે યુક્તિ સબળ નિરખી, ને ઉભા શૂન્યબુદ્ધિઃ
મારે નામે પથર તરતા, તો ન કાં હું ચનાથી?

વિચારીને રામે જઈ દુર જરા પત્થર લીધો;
અને જ્યાં મૂકયો કે ઘડિક પલમાંહી ડુબિ ગયો;
અને વાયુપુત્રે પુંઠ લઇ ડુબતાને નિરખીયો,
પ્રભુ ચોંકયા ચિત્તે, સકલ વનમાં મોદ પ્રસર્યો:

શિલાતણી જે જડરૂપ મૂર્તિ,
શ્રધ્ધા વડે ચૈતન્ય થાય પૂર્તી;
શક્તિ નથી જે પ્રભુ રામમાંહી,
શક્તિ વસે તે પ્રભુ નામમાંહી.

હાર્યા, હાર્યા, અરે નાથ! અશક્તિ જોઇ આપની,
સહુએ કપિએ જોઈ મહત્તા રામ-નામની!

—"અનિશ્ચિત"





# નવલરામ

[ સુરતમાં સ્વ૦ સાક્ષરરત્ન નવલરામનું ચિત્ર ખુલ્લું મૂકવાની ક્રિયા પ્રસંગે રા. રા. ડાહ્યાભાઇ દેરાસરીના પ્રમુખપણા નીચે શ્રીમાન્ પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેએ આપેલું ભાષણ સાહિત્યરસિકોને અતિ ઉપયોગી થઇ પડશે એ આશયથી વક્તાશ્રીએ પોતેજ ખાસ " ઉદય " માટે આપેલી સાહિત્યપ્રસાદી પીરસતાં મને અતિ હર્ષ થાય છે. —તંત્રી.]

સદ્ગત નવલરામના શુભ સ્મરણ વડે આપણા આત્માને પાવન કરીને એમના યશસ્વી જીવનકાર્ય તરફ માનભરેલી દૃષ્ટિ વર્ષમાં એક દિવસ તો નાંખવી અને એ નિમિત્તનો ઉત્સવ ઉજવવો એ પ્રથા આ વર્ષથી આપણે નવી પાડવાની નથી. દર વર્ષે આપણે એ મહાન્ સાહિત્ય-સેવકની જયન્તી ઉજવીએ છિયે અને સમય તથા સાધનની અનુકૂળતા પ્રમાણે આપણા ઉત્સવને ન્હાનું અથવા મ્હોટું સ્વરૂપ આપીને આપણા ઉદ્યાનમાંથી જે કંઇ ફુલ આપણને મળી આવે તે વડે એમને અર્ઘ્ય આપીએ છિયે. પણ આજના સમારંભની વિશેષતા એ છે કે ખાસ એ પ્રસંગ નિમિત્ત આ વખતે રા. ડાહ્યાભાઇ સાહેબ અત્રે પધારેલા છે, અને સદ્ગતની છબી ખુલ્લી મૂકવાનું અતિ મંગલ કાર્ય એમને શુભ હસ્તે અત્યારે થવાનું છે. એમને એ મંગલ કાર્યને માટે આપ સર્વના તરફથી વિનતિ કરવાની માનભરેલી ફરજ મ્હને સોંપવામાં આવી છે તેને માટે આજના સમારંભના કાર્યવાહકોનો હું ઉપકૃત છું.

સદ્ગત નવલરામની છબી ખુલ્લી મૂકવાનો પ્રસંગ સુરતના કયા નાગરિકનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત નહીં કરતો હોય ? આ સાહિત્યરસિક નગરનાં નરનારીઓ પોતાના યશસ્વી ભૂતકાળને અને તે સમયના સાહિત્યની સાથે જોડાયલા ત્રણ નામાંકિત 'નન્નાઓ'-નવલરામ, નર્મદાશંકર, અને નંદશંકર —એ ત્રણેમાંથી એકને પણ કદી વિસારી શકે એમ નથી. વર્તમાનના વિલાસોમાં તો સુરતી સ્હેલાણીઓનું જે સ્થાન હોય તે ખરૂં, પણ નિઃસંશય એનો ભૂતકાળ તો ભવ્યતાથી ભરેલો હતો. એ ભૂતકાળના ઇતિહાસમાંથી પ્રેરણા પામવાનું જો એ ધારે તો વર્તમાનનો નહીં તો ભવિષ્યનો એનો ઇતિહાસ

તો અનેરી ઉજ્જ્વળતાવાળોજ ઘડાય. પણ કઠણુ કરાડો જેમાં ચઢવી ઉતરવી પડે એવા એ 'જો' અને 'તો'ના ભયંકર પ્રદેશોમાં હું આજે નહીં ભટકું. જે સિદ્ધ વસ્તુ છે તે ઉપરજ હું આ પ્રસંગે મક્કમ રહીશ, અને સર્વ કોઇને સ્વીકારવી પડે એવી એક વાત તરફજ હું આપનું લક્ષ ખેંચીશ, અને તે એ કે ફુલણજી થઇને ફરવાનું સર્વ કોઇને ગમે છે તેવુંજ—તેથી કંઇક વિશેષ પ્રમાણમાં—સુરતને પણ ગમે છે. અભિમાન ધરવાનું કારણ હોય છતાં અભિમાન ન ધરે એવું મમત્વહીન સુરત નથી. સુરતમાં અભેદ-માર્ગના પ્રવાસીઓ હશે, ઉપનિષદોના અભ્યાસી હશે, વેદાન્તના વિચારકો હશે, પણ 'હમારૂં સુરત' એ અભિમાન હજી સુરતમાંથી નષ્ટ થયું નથી. અને નષ્ટ થાય પણ કેવી રીતે? નર્મદ—નવલ જેવી જુગતી જોડીથી જે અભિમાન પોષાયાંજ કર્યું છે તે અભિમાન તેની સકારણતા હોવા છતાં વિલુપ્ત થાય એ કદી બની શકે ખરૂં? એ અભિમાનને સુદૃઢ બનાવનાર જે સંગીન બળ તે સુરતની ચિરસ્મરણીય સાક્ષરત્રિપુટીનાં સુભગ સંસ્મરણોમાં રહેલું છે. આજની છબી ખુલ્લી મૂકાય, અને પ્રમુખ સાહેબ! તે આપના જેવા સાહિત્યરસિક પુરુષને હાથે મૂકાય, એ તો હમારાં સંસ્મરણોને સંચી રાખવાનું એક અણમોલું સાધન.

એ સાધન પ્રાપ્ત કરવાને આટલા આટલા વિલમ્બ શા? ગુજરાતના આદ્ય વિવેચક સદ્દગત સાક્ષર શ્રી નવલરામભાઇની છબી સુરતના 'નગર-ચોક'માં તો આજથી કેટલાંયે વર્ષ પહેલાંનીજ વિરાજવી ન્હોતી જોઇતી? કહે છે કે ગુજરાત નગણું નીવડયું છે. ગુજરાત નવલરામને વીસરી ગયું છે, સમર્થ અવલોકનકાર તરીકે ગુજરાતી ગ્રન્થકારોને અનેક વર્ષ સુધી જેમણે ન્યાય આપ્યો છે તેને ગુજરાતે અન્યાય કર્યો છે,—ગુજરાત સાહિત્યનું દ્રોહી બન્યું છે. નવલરામના સમ્બન્ધમાં એક ન્હાની સરખી ફરજ બજાવવાની તેમાં જો સુરત પણ દુર્લક્ષ દાખવે તો ગુજરાતના એ સાહિત્યદ્રોહનું સુરત પણ પાપભાગી ખરૂં કે નહીં? આ પ્રશ્ન કોઇને પણ મુંઝવે એવો છે. સુરતની વિલક્ષણતાથી જે અણવાકેફ હોય તેને તો એ ખાસ મુંઝવે. પરંતુ જીવનવ્યવહારમાં અનેક વાર એવું નથી બનતું કે અમુક કામ કરવા વિષે આપણે વિચાર કરીએ, એ વિચાર પહેલો કેમ ન કર્યો તેને માટે શોક અનુભવીએ, એ વિચાર હવે તો તરતજ અમલમાં મૂકવો એવા નિશ્ચય ઉપર આવીએ, એ નિશ્ચય ફરી ફરીને આપણે દૃઢીભૂત કરતા જઇએ, અને તે છતાં કેમે કરી કાર્યની નિષ્પત્તિ તો થાયજ નહીં? 'હવે તો જરૂર,' 'હવે તો જરૂર,' 'હવે તો જરૂર,' એમ આપણે

નિરન્તર કર્યાંજ કરતા હોઇએ, અને તે છતાં એ જરૂરી કામ થયેલું નિહાળવાનો ચિરવાંછિત પ્રસંગ તો આઘો ને આઘો, આઘો ને આઘો વહ્યોજ જાય. શેકસપિયરનું 'હૅમ્લેટ' નામનું નાટક આપે વાંચ્યું હશે. એ 'હૅમ્લેટ'નું પાત્ર ઘણું વિચારવા જેવું છે. કાર્યસિદ્ધિથી આપણને દૂર ને દૂર રાખનારા એક માનવ જાતની નિર્બળતાના અંશનું શેકસપિયરે એ પાત્રવડે ઘણું અચ્છું નિરૂપણ કર્યું છે. હૅમ્લેટના માથા ઉપર એક અત્યન્ત જવાબદારીનો બોજો હતો. એ બોજો પિતા પ્રત્યેની એક ગંભીર ફરજ સમજીને એણે ઉઠાવી લીધો હતો. પોતાના પિતાને મારનાનું વેર લેવું એવો એનો સંકલ્પ હતો. એ સંકલ્પને દૃઢ કરનારા અનેક પુરાવાઓ એને પ્રાપ્ત થયા હતા. એ દૃઢતર થયેલા સંકલ્પને અમલમાં મૂકવાનો ચોક્કસ પ્રસંગ એને પ્રાપ્ત થયેલો, પણ એ પ્રસંગનો તાબડતોબ લાભ લેવા કરતાં એના કાર્યને અનુરૂપ કોઇ વધારે સારો પ્રસંગ લેવા તરફ એનું વલણ થયું. એ પ્રમાણે એને જે કાર્ય કરવાનું હતું તે તો લંબાયુંજ ગયું. કોઇ કહે છે કે એની પ્રકૃતિમાંજ વાંધો હતો. એ કહે છે કે એનો સમયજ એને માટે અનુકૂળ ન્હોતો.

"The time is out of joint. !
"O cursed spite, that I was born to set it right."

(અર્થાત્ વખતજ વસમો છે. હું કયાંથી આવા વખતમાં જન્મ્યો ?)

આપણી સ્થિતિ કેટલીક વાર એ હૅમ્લેટના જેવી થઈ પડે છે. આપણને પણ આપણા સમયની વિપરીતતાને લીધે, આપણા સંજોગોની પ્રતિકુળતાને લીધે એમજ વેઠવું પડે છે. સુરતના નગરજનો કોણ જાણે શાએ વિચારના વમળમાં ગુંચવાયા હશે, કોણ જાણે કેવીએ વિમાસણમાં તેઓ આવી પડયા હશે, કોણ જાણે કેવીએ મુશ્કેલીઓ તેમને નડી હશે તેનો અન્યને ખ્યાલ શું આવે ? આ નાજુક અને ગુંચવણીયા પ્રશ્નને હું વધારે નહીં છેડું; પણ એક વાત તો હું જરૂર છેડીશ, રે ! છેડીશ એટલુંજ નહીં પણ તેને મજબૂતીથી વળગી રહીશ, અને તે એ કે ગમે તે કારણસર આજનો પ્રસંગ ઉપસ્થિત થતાં વિલંબ થયો હોય પણ એ પ્રસંગને સુરતનાં નરનારીઓ એક ધન્ય પ્રસંગ તરીકે સ્વીકારે છે અને સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કર્યાનો જે સન્તોષ તે આજે તેમનો છે. સુરત કદી નવલરામને ભૂલ્યું નથી. કદી ભૂલે એમ નથી. સુરતની ગુણજ્ઞતા, સુરતની મમતા, સુરતની સાહિત્યરસિકતા વિષે મ્હને અચળ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાને પરિણામે હું જે

કાર્ય કરવાને અત્રે ઉપસ્થિત થયો છું તેમાં સુરતના તમામ નાગરિકોની સાચા દિલની સંમતિ છે એમ માનવાને હું પ્રેરાઉં છું, અને પ્રમુખ સાહેબ! હું જે વિનતિ આપને કરૂં છું તે મ્હારી એકલાની તરફથી નહીં પણ સર્વના તરફથી એ ભાનને લીધે દ્વિગુણતાને પામતા મ્હારા ઉત્સાહને વાણીમાં વ્યક્ત કરતાં જો હું સંકોચ રાખું તો તે એ ઉત્સાહની ઊનતાને લીધે નહીં, પણ સાધનોની મર્યાદાને લીધે, કાળની મર્યાદાને લીધે, વાગ્વિભવની મર્યાદાને લીધે એમ આપ સ્વીકારશો.

નવલરામની સાહિત્યપ્રવૃત્તિ વિવિધરંગી હતી. ગંભીર ચિન્તનાત્મક લખાણો ઉપરાંત એમણે કવિતા લખી છે, એમણે નાટક લખ્યું છે, મોલિયરના નાટકનો આધાર લઇને એમણે 'ભટનું ભોપાળું' નામનો હાસ્યરસથી ભરેલો ગ્રન્થ પણ લખ્યો છે. જે જે એમણે લખ્યું છે તેમાં સાચા દિલની લાગણી, અંતઃકરણનો જુસ્સો, વાણીની પ્રભુતા, ગહનમાં ગહન વિચારોને પણ સાદી અને ઘરગથુ ભાષામાં મૂકવાની અદ્‌ભુત શક્તિ, દૂરદર્શિત્વ, વગેરે અનેક સમર્થ લેખક તથા વિચારકના મહાન્ ગુણો આપણી દૃષ્ટિયે પડે છે. એની 'બાળલગ્ન બત્રીસી' એ એક ભૂંડા રિવાજથી દેશમાં થતા મહાન્ અનર્થની ઊંડી લાગણીનુંજ પરિણામ છે. એ વિષયને વિવિધ દૃષ્ટિબિન્દુથી તપાસીને બાળલગ્નનાં માઠાં તથા આપણને હાંસીપાત્ર ઠરાવે એવાં પરિણામો એણે સચોટ ભાષામાં, સાદી છતાં જોશદાર શૈલીમાં, કહેવાતી "શિષ્ટતા"ના સામાન્ય નિયમોને પણ કોઇ વાર વટાવી જનારાં છતાં અત્યન્ત આબેહૂબ વર્ણનો આપીને ગુજરાતના જનમંડળને બતાવી આપ્યાં છે, અને ગુજરાતને અવનતિના ગર્તમાંથી ઉદ્ધારવાનો સબળ પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન તે વખતે બહુધા સફળ થયો હશે અને બાળલગ્નના અનર્થકારક રિવાજમાંથી ગુજરાતને ઉગારવામાં એ 'બાળલગ્ન બત્રીસી' ઘણી મદદગાર થઇ પડી હશે એમ મ્હારૂં માનવું છે. અત્યારે અગાઉના પ્રમાણમાં બાળલગ્ન આપણામાં ઘણાં ઓછાં થઇ ગયાં છે, છતાં સુરત જેવા શહેરમાં પણ મોડી રાતનો વહુવરનો વરઘોડો રસ્તેથી જતો આપણે જોઇએ છિયે અને તદ્દન બાળક ઉમ્મરના વરરાજા કે તેમનાં પત્નીશ્રીને ઉંઘથી ઘેરાયલાં એવી સ્થિતિમાં લઇને વરરાજાની ચારઠ આપણાં બારણાં આગળથી પસાર થાય છે ત્યારે આપણને કોઇક વાર એમ થયા વિના નથી રહેતું કે નવલરામભાઇની 'બાળલગ્ન બત્રીસી' હાલમાં પણ વંચાય છે તેના કરતાં જરા વધારે વંચાતી હોય અને એમાંના વિચારોનો મર્મ જો ગ્રહણ થતો હોય તો આપણને વિશેષ ફાયદો થાય. કહે છે કે આ પ્રગતિના કાળમાં

પણ છાત્રાલયમાં રહેનારા આપણા વિદ્યાર્થીઓને તેનાં ખાનગી કાગળ લખનારાં અથવા લખાવનારાં હોય છે; અને કેટલીક વાર એવા કાગળો ગેરવલે પડવાથી વિષમ પરિણામ આવે છે અને કડવાશનાં બી રોપાય છે એવું પણ સાંભળ્યું છે. રે! આ અનર્થકારક રૂઢિનાં સ્વાભાવિક પરિણામ તરીકે પિતૃત્વની મહાન જવાબદારી પણ થોડે અંશે અને કોઇક વાર તો ઘણા મ્હોટા પ્રમાણમાં આપણા તરુણ વિદ્યાર્થીઓના શિરપર અકાળે આવી પડી હોય છે એ વાતનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે ક્ષણવાર આપણને ઉપહાસની વૃત્તિ થઇ આવે છે તો બીજીજ ક્ષણે આપણી અવનતિનું તીવ્ર ભાન થઇ આવતાં આપણે શોકગ્રસ્ત બની જઇએ છિયે, અને નવલરામની સાથે આપણને પણ એમ લાગ્યા વિના નથી રહેતું કેઃ—

"બાળલગ્ને બન્યો બળહીણ, બ્હીકણ, આપણો સઘળો રસાલોરે;
"બાળલગ્ને અરે બાયલો કીધો, ભરતનો ખંડ યશાળો રે;
"બાળલગન દુઃખ સકળનું મૂળ જ, કળિજુગ એજ વિચારો રે;
"બાળલગ્ને તજી, નવલ સ્વજન સૌ દેશને ડુબતો તારો રે.'

જે સુધારાનો જુસ્સો 'બાળલગ્ન બત્રીસી' માં વ્યક્ત થયેલો આપણે જોઇએ છિયે તેજ એમની 'બાગરબાવળી'ની કેટલીક કવિતાઓને પણ અચ્છી રીતે દીપાવી રહ્યો છે. સ્ત્રીત્વને માટે એમને કેટલું માન હતું તે નીચલી પંક્તિઓ વડે આપણને ઠીક સમજાય છેઃ—

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર

સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન — સજન સં.
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારીજ છેય ! — સજન સં.
ઘરૂણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરૂણિજ માન;
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણી વિનાનું શ્મશાન. — સજન સં.
ગોરી ફુલ ગુલાબનું સૂકે કે કરમાય;
કે કોહે વણકાળજી, તોએ જાતી સુગંધિ ન જાય. — સજન સં.

એ સ્ત્રીઓની અત્યારે શી સ્થિતિ છે તેનો વિચાર કરતાં કવિનો આત્મા કકળી ઉઠે છે, અને એ કલ્પાંત કરે છેઃ—

હા ! અબળાઓ હાયરે ! હાલ છેજ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન. — સજન સં.

જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદિર સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ 'નવલ' એ નાથ. સજન સં.

જ્યાં સ્ત્રી–કેળવણીની ખામી હોય ત્યાં સ્વાભાવિક રીતે દાંપત્યના સુખનો અભાવજ હોય, કારણ કે પુરુષ અને સ્ત્રીની વચ્ચે એવી સ્થિતિમાં કોઇ પણ રીતનું વિચાર–સામ્ય હોવાનો સંભવ ઘણો ઓછો હોય છે. પરિણામે, જ્યાં ને ત્યાં ગુણનાં કજોડાંજ જોવામાં આવે. તેને ઉદ્દેશીને કવિ કહે છેઃ–

કેવું આ કજોડું તે કહેવાય, દેશિ કહોને તમે કેવું આ૦
પુરૂષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાની આ;
સ્ત્રીથી ના સ્વભાષા શુદ્ધ બોલાય. દેશિ૦
ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં ઘુમે છે;
બાઇનું તો ચિત્ત ચુલા માંહ્ય. દેશિ૦
પુરૂષ આ પ્રવીણ પુરો પુસ્તકો રચે છે;
પેલીથી ન પત્ર એ વંચાય. દેશિ૦
ભાઇ તો સ્વદેશને સુધારવા મથે છે;
બાઇ કહે 'હું જોઉં શી રીતે થાય.' દેશિ૦
વિદ્યાના વિનોદ કેરી વાત કદી કહાડે;
વ્હીલું વ્હીલું પેલિ જોય ત્યાંહ્ય. દેશિ૦
વર્તમાનની વાત એને નહિ ગોઠે;
એની તો જુદી જ છે દુનિયાય. દેશિ૦
એને ઝોડ ઝપટની, કે કામણ ટુમણની જ વાત;
કે કુટવા જવાની રે સદાય. દેશિ૦
એ તો જાણે ખાવું પ્હેરવું ને ઓઢવું જ;
કે નજર ઉતારના ઉપાય. દેશિ૦
ઝાઝું શું કહેવું રે થોડું લખે ઘણું માનજો !
અભણ વ્હેમિ મુરખની એ રાય. દેશિ૦

વયનાં અને રૂપનાં કજોડાંને લોકો બહુ ભૂંડાં ગણે છે, પણ આ ગુણનાં કજોડાં તો સૌથી વધારે ભૂંડાં છે, કારણકે એની લાહ્ય કદી હોલાતી નથી.

લાહ્ય એ લાગી રહી છે ઠામ ઠામ **નવલરામ**;
આંખ જો ઉઘાડો તો દેખાય. દેશિ૦

નવલરામની સુધારક તરીકેની સાહિત્યપ્રવૃત્તિ વિષે બોલતાં એની 'જનાવરની જાન' એ અત્યંત રમુજી કાવ્ય વિષે સૂચન કરવું એ અસ્થાને નહીં ગણાય.

"જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે;
"બકરી બાઇનો બેટડો, પરણે છે આજે."

એ પંક્તિઓથી શરૂ કરી ઘેટીના બેટાબેટીઓના સો સાબેલાથી શોભીતો વરઘોડો, દડબડ કરતા દાઢીઆળા વરના બાપની દોડાદોડ, પોલિસની પેઠે આગળ રહીને માગ મૂકાવતા આખલાઓ, સાજનમાજનમાં ઉંટ, હાથી, ઘોડા, ગધેડા, પાડા, ઘેટાં, બકરાં વગેરેની મ્હોટી મેદની, તેની પાછળ વરરાજા તરીકે બે માસનું બકરીનું બાળક—

વરરાજા બે માસનું બાળ બેંબેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીમાં મન માડીનું ઠરતું.

અને સૌથી પાછળ ગીત ગાતી જાંદરણીઓ:—

"ભેંસ, ભુંડણ ને ઉંટડી, ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય, બિલાડી, ઉંદરડીને, એક કુતરીએ તેડી,
વાંદરીઓ નથી વીસર્યા દશવીશ આ ફૂદે!
સાથે સામટાં ગાઇ સૌ, સાતે સૂરને ઘુંદે.
કોઇ બેં બેં કોઇ ભેં ભેં કરે, કોઇ ભૂંકતી ભૂંડું;
કોઇ ચું ચું મ્યાઉં મ્યાઉં કરે, વેર વાળે કો કૂડું.
હુક હુક કરતી વાંદરી જો જો! નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઇની, જાન તારા તે જેવી!"

લગ્નનો પ્રસંગ ખૂબ ઠાઠમાઠથી ઉજવનારાં, સંખ્યાબંધ સાબેલાઓને શણગારનારાં, મ્હોટું સાજન માજન એકઠું કરનારાં સુરતનાં રસિક નરનારીઓને આ રમુજી કાવ્ય ઘણુંજ ગમે એવું છે પણ એ કાવ્ય રમુજ ઉપરાંત ઘણી મહત્ત્વની વાતોનું સૂચન કરે છે, અને ગંભીર પ્રકૃતિના નવલરામથી પોતાના કાવ્યને અન્તે ઉમેર્યાં વગર રહેવાતું નથી કે

"ચાર પગાંની જાન આ, જોડી બે પગાં સાર;
સમજે તો સાર નવલ બહુ, નહિ તો હસવું તો વારૂ."

આ છેલ્લી કવિતામાં પણ નવલરામને સુધારક તરીકેજ આપણે જોઇએ છીએ. એના મિત્ર નર્મદની પેઠે નવલરામને પણ સુધારો અત્યન્ત પ્રિય હતો, પણ નર્મદે અત્યન્ત જુસ્સામાં આવી જઇને ઉચ્છેદકવૃત્તિ ધારણ કરી હતી ત્યારે નવલરામે મધ્યમ માર્ગ સેવ્યો હતો. પાછળથી નર્મદના વિચાર તદ્દનજ બદલાયા હતા, ત્યારે નવલરામ પોતાના વિચારોને છેવટ સુધી મક્કમપણે વળગી રહ્યા હતા. આ ભેદ નવલરામની ઠરેલ બુદ્ધિનું સ્વાભાવિક પરિણામ હતું.

'બાળગરબાવળી' માંની 'વા'લી બેન,' 'છોડીઓની ઉજાણી' 'નિશાળનું વર્ણન,' 'માતૃસ્તવન' વગેરે કવિતાઓ બાળકોને હોંસથી ગાતાં અને રાજી થતાં કોણે નહીં નિહાળ્યાં હોય? છેલ્લા કાવ્યમાંની નીચલી ચાર પંક્તિઓ ઉપર તો નરસિંહરાવ પણ પ્રીદા થઇ ગયા છેઃ—

"માથું મારી, ઉછાળી હું લાત રે,
ધાવું તેમ તેમ થઇ રળીઆતરે,
કોણ મીઠડાં લેતું સુખ,
પામી મહાસુખ! તે તો તું જ માવડી."

કુદરતનાં વર્ણનો પણ એમને હાથે જે અપાયાં છે તે આબેહૂબ અને રસભર્યાં હોય છે, અને એ કુદરતની લીલા અનેક વાર એમની ધાર્મિક વૃત્તિને સતેજ કરે છે, અને

'જ્યાં જોઉં ત્યાં ઇશ્વર સભર ભર્યો'

એવા ઉદ્ગાર કઢાવે છે.

'ગુજરાતની મુસાફરી' વર્ણવતાં સુરત વિષે કવિ કહે છેઃ—

"સુરત શે'રનું સુંદર સ્ટેશન, સુંદર રસ્તા સારા રે;
[હમણાંના રસ્તા પણ સુંદરજ છે ને?]
સુંદર, નાજુક, લોક વિચિક્ષણ, શોખી સફાઇ કરનારા
રમીએ ગુજરાતે રે.
ઓ! આવી બરફીની દુકાનો! ઉભાં રહો રઢ લાગે રે!
પાપડી પણ આપણ આ ટાણે, પામ્યાં પૂરણ ભાગ્યે!
રમીએ ગુજરાતે રે.
જરૂર નાતમાં જમવા જઇએ, જમણ આવાં નથી નિરખ્યાં રે!
ચીનાઇ સાડી ચપળા ચમકે, સર્વે લખેશ્રીજ સરખાં
રમીએ ગુજરાતે રે.
મેળા, ખેળા, ને વરઘોડા, નાચ ને રંગ ઠામ ઠામ રે;
હસતાં રમતાંજ દિસે સદા સૌ, કરતાં હશે શું કામ?
રમીએ ગુજરાતે રે.
આગળ આ હતું હિંદુસ્તાનમાં, સૌથી બંદર મોટું રે;
નામીચું દુનીઆમાં, તે કેમ, છેક થયું હશે ખોટું?
રમીએ ગુજરાતે રે.

પછી ભરૂચ, વડોદરા, અમદાવાદનાં વર્ણન આવે છે, અને અમદાવાદનો સામળભટ્ટના છપ્પા તરફનો સાહિત્યરસ નોંધતાં કવિ કહે છેઃ—

રસમાં છે અહીં છપ્પા સામળ—કવિના પૂરણ કામ રે,
જેમ સુરતમાં છે પ્રેમાનંદ, ને વડોદરા દયારામ
રમીએ ગુજરાતે રે.

કાઠિઆવાડનું વર્ણન આપતાં ત્યાંના લોકો વિષે નીચલી સંક્ષિપ્ત અને સચોટ વાણી ઉચ્ચારી છે કેઃ—

" સુદૃઢ, તીખા, શોખી, શાણા, મતલબી, ખટપટવાળા રે;
મીઠા તો મધથી પણ અદકા, લોક આણી કોર ભાળ્યા
રમીએ ગુજરાતે રે."

'ઇતિહાસની આરસી' એ કાવ્યની છેવટની પંક્તિઓમાં દેશદાઝથી ભરેલા હૃદયમાંથી ઉદ્ગાર નીકળે છે કેઃ—

" સન તેરસેં પુરાં માંહ, થયા હિંદુ પૂરા;
પડયું પાટણ વરત્યો ત્રાહ ! ધિક ! નાગર નગુરા !
પેઠા મુલકમાં મુસલમાન, "મારૂં મારૂં" કરતા;
લૂટે લૂંટ, વટાળે, લે જાન, વહુ દિકરી હરતા.
લડયા પડયા હજારો શૂર, "ભલે મરિયે મરિયે"
વહ્યું લોહી, જેમ જલપૂર, ડુબ્યો દેશ તે દરિયે !
એ દિવસ પડી જે પોક, હજી ગગને ગાજે !
એ દિવસ દેશીઓ શોક, કરોને મળી આજે !
એ દિવસ થકી પરતંત્ર, થયા, લાગી ખાંપણ રે !
એ આગે હતા સ્વતંત્ર, હિંદુ સૌ આપણ રે !
વધ્યો શોક, થંભ્યું મુજ ગાન, જ્ઞાન આ એકજ રે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન, ચલિત સૌ છેકજ રે."

શોકોદ્વિગ્ન માનસ આ પ્રમાણે આખરે ધર્મમાંજ સ્થિરતા નિરખે છે.

કાવ્યની સાથે સાથે એમનાં નાટકો વિષે પણ બે બોલ અહીંજ આપણે કહી લઇશું. એમનું 'ભટનું ભોપાળું' મોલિયરના ફ્રેંચ નાટકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી રચાયું છે, પણ મૂળ ગ્રન્થમાં લેખકે એટલા સંગીન ફેરફાર કર્યા છે અને આખી કૃતિની આસપાસ આપણા સમાજને અનુકૂળ વાતાવરણ એવી સચોટ રીતે ઉત્પન્ન કર્યું છે કે એ ગ્રન્થ સ્વતંત્ર કૃતિ જેવું બની જઇ હાસ્યરસની રચનાનો એક સુન્દર નમૂનો આપણને પૂરો પાડે છે. એમાં અશ્લીલતાનો દોષ કવચિતજ નજરે પડે છે. આખી રચના હાસ્યરસ જમાવવાનું સામર્થ્ય પણ આ ગંભીર પુરૂષમાં હતું એ વાત ચોક્કસ સાબીત કરે છે. વાનગી તરીકે એમાંનો એક ન્હાનો સરખો ભાગ હું અત્રે રજુ કરૂં છું:—

શિવઃ— હું તે કેવી છઊં ? મ્હારા જેવી કોઇ બીજી બૈરી તો બતાવ. સાંજ સવાર તું પગ ધોઇ ધોઇને પીએ તો પણ એવી બીજી કોણ ત્હારે ત્હાં રહે ?

ભોળાઃ—કેમ તને ધોઊં ? પૂજા કરૂં ?

શિવઃ—ફીધી ફીધી ! ઘરમાં ખાવાને સ્હુકો રોટલોએ મળે નહિ, ને બકરકુદી સ્હુજેછ, ભુખે ભુખે તો મારા પેટમાં કોયલી પડી ગઇ છે.

ભોળાઃ—સારૂં, તેથી તો ત્હારે સ્વર કોયલ જેવો થયો છ.

શિવઃ— સુવાને ફાટી તળાઇ પણ ન મળે.

ભોળાઃ—સવારે ઉઠવાનું મન વ્હેલું થશે.

શિવઃ—અફીણના તારમાં ઘરની તો કાળજીજ નહિ.

ભોળાઃ—એ તો ભાગ્યશાળી રાવણ રાણાનાં કામ છે.

શિવઃ—પીટયા, કોઇ દહાડો દુનીઆમાંથી નીકળી જવાનો છ. જો ત્હારી મોહોકણ આ સીસા પટયા છે તે.

ભોળાઃ—રાંડ, આજકાલ એમાં તો સુધારો આવી રહ્યો છ.

શિવઃ—પણ મ્હારા પોર્યાનું સ્હું કર્યું તે કહેની અફીણિયા.

ભોળાઃ—તારી મરજીમાં આવે તેમ કરની.

શિવઃ—બચારાં બાઊં બાઊં કરીને રડયાં કરેરે.

ભોળાઃ—માર બે ચાર તમાચા. ચૌદમા રતન વિના પોર્યાં રડતાં રહેજ નહિ.

શિવઃ—પીટયા અફીણિયા, ત્હારે તો બધી હસવાનીજ વાત છે.

ભોળાઃ—સમાલજે હો. તું મ્હારો સ્વભાવ તો જાણે છે.

શિવઃ—જા જા, ત્હારા જેવા બહુ જોયા છ. ત્હારા મારથી હું બ્હીતી નથી તો, છાકટા.

ભોળાઃ—મ્હારી ગુલેબંકાવલી ! ત્હારા ગુલાબ જેવા ગાલ તરફ મ્હારા હાથ લોભાય છે હો.

શિવઃ—અરે જાની બાયલા, અટકતો ખરો મને, છાકટા, ત્હારામાં દમ હોય તો. પીટયા અફીણિયા !

ભોળાઃ—રંડા લે ! ત્યારે લે ! ( મારે છે ).

શિવઃ—મારે છ રે ! મારે છ રે ! મારે છ રે !

( વસનજી દેશાઇ આવે છે. )

પણ આપણે વસનજી દેશાઇ કરતાં વધારે ડાહ્યા થઇશું અને વરવહુની તકરાર ચાલી રહી હોય તેમાં વચ્ચે પડવાની મૂર્ખતા ન કરતાં આપણે એ દૃસ્ય આગળથી આઘાજ ખસી જઇશું.

નર્મદ કવિને આ નાટકમાં હાસ્યરસની ખામી જણાઇ હતી અને એમાં અસંભવિતપણાનો દોષ એમણે ભાખ્યો હતો. તે ઉપરાંત નવલરામ

સ્વાભાવિક રીતે આત્મપરીક્ષણ કરવાને પ્રેરાયા હતા. એ વિષેના એમના વિચારો 'હાસ્યરસ વિશે' એ નામના કાચા ટિપ્પણના સ્વરૂપના લેખમાં એમણે વ્યક્ત કર્યા છે તે એમની વિદ્વતા તથા હાસ્યરસના તત્ત્વ વિષેની ઊંડી પરીક્ષણશક્તિનું સચોટ દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે. જે હાસ્યરસ નર્મદે કદી ઝમાવ્યો નથી તે ઝમાવવાની શક્તિ નવલરામમાં હતી, અને એમનાં અનેક લખાણોમાં ગંભીર ચિન્તનવ્યાપાર વડે દબાયલી છતાં કોઇ કોઇ વખતે ડોકીયાં કરતી એમની વિનોદપ્રિયતા આપણને એમના તરફ વિશેષ આકર્ષવાને સમર્થ નીવડે છે. લંબાણ ઘણું થયું છે, છતાં વૈદ્ય નિર્દંભકર આનંદધરની સહીથી લખેલા 'ઓથારીયો હડકવા' નામના એક ચર્ચાપત્રની થોડીક લીટીઓ ટાંક્યા વગર તો હું નથીજ રહી શકતો:—

"આ રોગનું નામ ઓથારીઓ હડખવા કેમ પડ્યું તે તો તમારે આ અંકમાં જાણવુંજ જોઇએ. ઠીક ત્યારે સાંભળો: આ રોગની આખર અવસ્થામાં દર્દી "હું ઓથાર" "હું ઓથાર" એમ બરાડતો ગામમાં ફરે છે તે ઉપરથીજ આ નામ નિકળ્યું છે એમાં જરાએ સંદેહ નથી. એમ બોલે છે તેનો અર્થ શો એ તકરારની વાત છે. અમારા ગામમાં એકસો ને એક વરસની ડોસી છે તે તો કહે છે કે એને જે ઓથારે ચાંપ્યા છે તેજ આમ બોલે છે. આ વાત અંગ્રેજી ભણેલા હસી કાઢે છે. તેઓનું કહેવું એમ છે કે ઇંગ્રેજીમાં 'ઓથર' જબ્દનો અર્થ ગ્રંથકર્ત્તા થાય છે, અને 'હું ઓથાર' 'હું ઓથાર' એમ જે બરાડા પાડે છે તેની મતલબ તો એમ છે કે હું મોટા ગ્રંથકાર થઇ ગયો. ઇંગ્રેજીમાં એમ અર્થ થતો હશે તેની હું ના કહી શકતો નથી, પણ આ છોકરા તેમ સમજીને બોલતા હોય એ તો મને જરા પણ સંભવિત લાગતું નથી, કારણ કે એમાંના ઘણા તો બાપજનમમાં અંગ્રેજીનો એક અક્ષર ભણ્યા નથી એ હું ખાત્રીથી જાણું છું. સાધારણ લોકો તો 'હું ઓથાર,' 'હું ઓથાર' એવા તેમના બોલ સાંભળી એટલુંજ કહે છે કે 'હા બાપુ ખરૂં કહો છો. તમારા જેવા બીજા 'ઓથાર' જગતમાં શોધ્યા કયાં જડવાના હતા?' આ જવાબ બેશક મશ્કરીનો છે. પણ પંચ ત્યાં પરમેશ્વર એ ન્યાયે મને તો એજ કારણ ખરૂં ભાસે છે. ગાંડાઇની પરિસીમા એજ કે ગાંડાઇનું અભિમાન કરી ફુલાવું. એ વાત ખરી છે કે ગાંડાને પણ ગાંડો કહેતાં મહાદુ:ખ લાગે છે, પણ આ રોગનું એજ વિશેષ છે, અને તે માટેજ આ ઓથારીઓ હડખવા સઘળી ગાંડાઇમાં પરમ ગાંડાઇ ગણાય છે.

'બસ! લ્યો. આ કલમ ફેંકી દીધી! મરજી હશે તો બાકીનું હવે પછી, ને નહિં તો રામ રામ.'

અતિ વિસ્તારનો ભય હવે તો મ્હને એટલો લાગે છે કે મ્હારૂં ચાલતું હોય તો હું પણ મ્હારી કલમ ફેંકી દઉં અને આટલેથીજ સમાપ્ત કરૂં. પણ નવલરામની સાહિત્યપ્રવૃત્તિનો પ્રદેશ એટલો વિશાળ છે કે

હાથમાં લીધેલું કામ અધુરૂં રહેવા દઇને એમ ફુંકાણમાં પતાવવું પાલવે એમ નથી. લગાર વધારે ઝડપ કરીને આપણે આગળ વધીશું.

એમનું 'વીરમતી નાટક' જરા મ્હોટું છે. દશ્ય કાવ્ય તરીકે એમાં કલાવિધાનની કેટલીક ખામીઓ છે. એ ખામીઓ સર્વને માલમ પડી આવે એવી છે. ખામીઓ જોવી એ કામ કંઇ અઘરૂં નથી. પણ જે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે તે એટલુંજ કે એ ખામીઓ ઘણી સ્હેલાઇથી દૂર કરી શકાય એવી છે, અને એ રચનામાં જે મહાન્ ગુણ છે તે તો નવલરામની પ્રૌઢ લેખનશક્તિનાંજ મીઠાં ફળ છે. એમાંની કેટલીક કવિતાઓ અને કેટલાક પ્રસંગો તો ગ્રન્થકાર તરીકેના નવલરામના ઉજ્જવળ યશને દીપાવનારા છે.

'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ' એ લેખમાં હિંદી ભાષાના અનેકાર્થ શ્લોકો પોતેજ રચી જગન્નાથ પંડિત, બીરબલ, અને અકબર બાદશાહના દરબારના બીજા મુસલમાન કવિઓ તથા પંડિતોની વચ્ચે એ શ્લોકોના અર્થ વિષે ચર્ચા થતી એમણે કલ્પી છે. એક વખતે કાવ્યકલાનો આપણો આદર્શ એટલો હલકો થઇ ગયો હતો કે બુદ્ધિચાતુર્યના અવનવા પ્રયત્નોમાંજ ખરૂં કવિત્વ સમાયલું છે એવી કેટલાકની સમજ થઇ ગઇ હોય એમ લાગતું હતું તેવે સમયે વિદ્વાન્ વિવેચકોએ એવી રીતની રચનાઓ ઉપર સખત પ્રહરો કરેલા, અને તે કાવ્યકળાની શુદ્ધિ જાળવવાને અર્થે જરૂરના પણ હતા. છતાં એ કારણને લીધે નવલરામના એ ઘડી ગમ્મત પડે એવા લેખને આપણે છેક ઉતારી પાડીએ અને એ તરફ દુર્લક્ષ દાખવીએ તે યુક્ત નથી. ગંભીર ચિન્તનાત્મક વ્યાપારના ફળ—રૂપે પ્રાપ્ત થયેલી એમની અન્ય પ્રસાદીની સરખામણીમાં આ લેખને આપણે ઉતરતી કક્ષામાં મૂકીએ તો તે ખોટું નથી. પણ એ લેખ આપણને વાંચવો ગમે એવો છે, રસ પડે એવો છે, અને અવગણનાને પાત્ર તો બીલકુલ નથી એટલોજ મ્હારા કહેવાનો આશય છે.

નવલરામે 'મેઘદૂત'નું ભાષાન્તર કરતાં નવો છન્દ રચ્યો છે અને સરળ ભાષા રાખવાનો તથા મૂળનો રસ જાળવવાનો પ્રયત્ન કર્યો હોવા છતાં ભાષાન્તરકારની જે મુસ્કેલીઓ હોય છે તે "મુસ્કેલીઓ દૂર કરવાની મુસ્કેલી" એમને સખ્ત નડી જણાય છે. ભાષાનો સરળ અને અસ્ખલિત પ્રવાહ, કર્ણને પ્રિય લાગે એવી શબ્દરચના, રસિકતા વગેરે ગુણોનું આકર્ષણ એ કૃતિમાં પણ છે, છતાં તદ્દનજ નવા, અપરિચિત, અને

કેવી રીતે ગાવું તેની સમજણ ન પડે એવા છન્દમાં રચાયલું આ કાવ્ય નવલરામના પૂજક સિવાય અન્યને ભાગ્યેજ આકર્ષી શકે એમ કહ્યા વિના છૂટકો નથી.

એમના ગદ્યલેખોમાં એમનો ' ઇગ્લાંડનો ઇતિહાસ ' ખાસ ગણાવવા જેવો છે. ઇતિહાસના વૃતાન્તોને ચેતનવન્તા કરીને, ઇતિહાસનાં પાત્રોને સજીવ સ્વરૂપ આપીને એમણે ઇતિહાસને આકર્ષક બનાવ્યો છે. જીવનચરિત્રકાર તરીકે પણ નર્મદાશંકરની અનેકવિધ પ્રવૃત્તિઓને એમણે જેવો ન્યાય આપ્યો છે તેવો અન્યથી ભાગ્યેજ આપી શકાત. સુધારાનું સ્વરૂપ, નર્મદાશંકરના વિચારોમાં પરિવર્તન થયું તેનાં કારણોનું અન્વેષણ, એ પરિવર્તનના પ્રકાર વિષે ચોક્કસ અને મુદ્દાસરનો ખુલાસો એમણે જે આપ્યો છે તે એમની લેખનીના પ્રભાવની મજબૂત સાક્ષી પૂરી રહ્યાં છે. ઇંડિયન નૅશનલ કૅાંગ્રેસ જે વખતે અસ્તિત્વમાં આવી ન્હોતી તે વખતે રાજકીય સુધારણા અને સામાજિક સુધારણાના ભેદ પાડવાની ભૂલ ન કરવા વિષે ચેતવણીનું બ્યુગલ એમણે જોરથી ફુંક્યું હતું. 'કવિતાનું સ્વરૂપ.' 'છન્દ અને કવિતાનો પરસ્પરનો સમ્બન્ધ,' ' જોડણી, ' 'વ્યુત્પત્તિ' વગેરે અનેક હાલની સાક્ષરી દુનિયાને હલમલાવી નાંખનારા પ્રશ્નો એમને હાથે પ્હેલવ્હેલા ચર્ચાયા છે અને અત્યારે પણ આપણી પૂજ્યબુદ્ધિ તથા આદરભાવ માટેનો એમનો હક્ક સ્થાપિત કરી રહ્યા છે. ખરેખર એજ આપણી અનેકવિધ પ્રવૃત્તિઓના આદ્ય દ્રષ્ટા હતા. યુનિવર્સિટિમાં હાલમાં બહુજ ચર્ચાનો વિષય થઇ પડેલા માતૃભાષાના સ્થાન વિષેના એમના વિચારો આપને જણાવ્યા વગર તો હું નહીંજ રહી શકું:—

" સ્વભાષાની માર્ફતેજ બધી કેળવણી આપવી એ અમે જાણીએ છીએ કે હાલ અનેક કારણોને લીધે બની શકે એમ નથી, અને તેમ કરવાની ભલામણ પણ હાલ કરતા નથી, પરંતુ અમારો કહેવાનો હેતુ એ છે કે સ્વભાષાને આમ રવડતી નાંખવાનું તો પ્રાપ્ત થયું છે, તો પછી તે બદલ કાંઇ આડકતરી રીતે તેના હક જાળવી શકાય તેમ કરવું એ તો યુનિવર્સિટીની ખાસ ફરજ અને એક સામાન્ય દયાનું કામ છે. પરંપરાના હકદાર રાજાને પદભ્રષ્ટ કરવો એમ તો ઠર્યું, તોપણ તેના નિર્વાહ અર્થે કાંઇ જાગીર બાંધી આપવી એ તો નિર્દયમાં નિર્દય વિજેતા પણ પોતાની ફરજ સમજે છે. હાલ તો આપણી સ્વભાષાઓ પદભ્રષ્ટ થઇ છે એટલુંજ નહિ, પણ યુનિવર્સિટી તેને જીવાઇ જેટલું પણ આપતી

નથી. એ બિચારીઓ હાલ માગી ભીખી જેમ તેમ કરતાં પોતાનું પેટ ભરે છે, અને લોકો તેને મરવા તો દેવાનાજ નથી, પણ આમ તેને ભૂખે મરતી અવસ્થામાં રીબાતી રાખ્યાથી યુનિવર્સિટી શો ફાયદો ધારે છે તે અમે બિલકુલ સમજી શકતા નથી. એણે તો એની પદભ્રષ્ટ સ્થિતિ જોઇ જેમ બને તેમ સઘળા વિષયો કરતાં એને વિશેષ આપવું જોઇએ, કે બીજા વિષયોની કેળવણી પણ દેશમાં ખરી ફળદ્રુપ થાય.

"તે છતાં શિષ્ટ ભાષાઓને કાઢી નાંખી ગૂજરાતીને ઉત્તેજન આપવાનું અમે કહેતા નથી, અને સોસાઇટીની માંગણી પણ તેવા પ્રકારની નથી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ શાળામાં દાખલ થયાથી ઘણા ફાયદા થયા છે અને થાય છે. પ્રોફેસર મણિલાલ, મિ. નરસિંહરાવ, મિ. ત્રિપાઠી, મિ. ધ્રુવ વગેરે પાંચ સાત લેખકો આ દશકામાં તૈયાર થયા છે તે સંસ્કૃત અભ્યાસનાજ પુણ્ય પ્રતાપે, અને તે ઉપરાંત સામાન્ય રીતનો જે સંસ્કૃત જ્ઞાનનો પ્રસાર ચોતરફ થયો છે તે દેશને એથી પણ વધારે લાભકારક છે. એથી પાશ્ચાત્ય વિચારોની સાથે પૂર્વ તરફના વિચારોનું ઘટિત સંમીલન થાય છે, દેશાનુરાગ વધે છે, અને સ્વભાષાને કેળવવાનાં સબળ સાધનો હાથ લાગે છે. એ સાધનો અલબત્ત સ્વભાષાના યોગ્ય જ્ઞાન વિના નકામાંજ છે. પણ તે ઉપરથી તેના સાધનપણાનું મહત્ત્વ કાંઇ ઓછું થતું નથી. જ્યાં કર્તાનો અભાવ ત્યાં કારણ શું કરે? **અમારો તો મૂળથી જ એવો વિચાર છે કે દેશીઓની હાલની કેળવણીમાં સ્વભાષા, ઇંગ્રેજી, અને સંસ્કૃત એ ત્રણે અવશ્યનાં છે.** અને તેમ થવાનો દિવસ પણ પાસેજ છે એમ અમે જોઇએ છિયે, અગર જો હાલના આ સોસાઇટીના પ્રથમ પ્રયત્નથીજ સિદ્ધિ મળશે કે નહિં એ અમે કહી શકતા. નથી.

આ પ્રમાણે ત્રણ ભાષાઓનો અભ્યાસ પાઠશાળામાં દાખલ કરવાથી વિદ્યાર્થીઓ ઉપર બોજો નહિ વધી પડે તેની સંભાળ રાખવાની બેશક ઘણીજ જરૂર છે; કેમ કે તે વર્ગ હાલ છે તેટલાથીજ ગોખણમાં પૂરો દબાઇ ગએલો છે. પણ એનો ઉપાય સોસાઇટી બતાવે છે તે પ્રમાણે સરળજ છે, એટલે **બીજા વિષયોમાંથી કાંઇ ઓછું કરવું.**"

ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની આ ચળવળને અને નવલરામના આ વિચારો પ્રકટ થયાને વર્ષો વીતી ગયાં, છતાં એ પ્રશ્નનો નીવેડો હજી

આવ્યો નથી. હવે તો જરૂર ઘણુ થોડા દિવસમાં એ સમ્બન્ધી યોગ્ય નિર્ણય ઉપર યુનિવર્સિટી આવશે એવો આપણે ભરોસો રાખીશું.

ગ્રન્થકાર તરીકે નવલરામ મ્હોટા હતા, વિવેચક તરીકે એ તેથી પણ વિશેષ મ્હોટા હતા. "ગુજરાત શાળાપત્ર"ના તંત્રી તરીકે વિવેચકના માનભર્યા આસન પર દોઢ દસકા સુધી વિરાજીને ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિ ઉપર સબળ સત્તા એમણે અજમાવી છે. એ સત્તાની આડે કોઇ આવ્યું ન્હોતું, આડે આવી શકે એવી તાકાત કોઇનામાં હતી નહીં. એક ન્હાનકડા મુદ્દાને ખાતર પૂર્વનાં અને પશ્ચિમનાં સાહિત્ય-શાસ્ત્રોને ડ્હોળી નાખવાનો ન્હાને માથે મ્હોટી પાઘડી બાંધવા જેવો પ્રયત્ન એમણે કર્યો નથી, પણ જે વખતે જેને જેટલું ઉચિત તેટલું સંક્ષિપ્ત અને સાદી છતાં જોરદાર ભાષામાં કહીને એમણે સન્તોષ માન્યો છે. ગહનમાં ગહન વિચારોને પણ સરળમાં સરળ ભાષામાં રજુ કરવાની અદ્ભુત શક્તિ તો નવલરામનીજ એમ કહેવામાં લેશ પણ અત્યુક્તિ થતી હોય એમ હું માનતો નથી. વિવેચકનું કાર્ય કરવામાં ન્યાયબુદ્ધિને એમણે કદી ડગવા દીધી નથી. અમુક જ્ઞાતિ, અમુક કુટુમ્બ કે અમુક સમ્બન્ધી તરફ પક્ષપાત કર્યાનો આરોપ એમના પર કોઇથી મૂકાય તેમ નથી. એમના વિવેચનકાર્યની અસર પણ સંગીન અને દૂરગામી થઇ હતી. એમના વિવેચનકાર્યની પૂર્વનું કાઠિયાવાડી સાહિત્ય અને પછીનું સાહિત્ય એ બેની સરખામણી કરશો તો સાહિત્યને સમૃદ્ધ કરવામાં વિવેચન કેટલું ઉપયોગી સાધન થઇ પડે છે તેનું ઉજ્જ્વલ દષ્ટાંત આપને મળી આવશે. એમની ઉદારતા, એમનો સમભાવ, એમની ન્યાયબુદ્ધિ, એમની રસિકતા, એમની વિદ્વત્તા, એમનો ઉત્સાહ, એમની કર્તવ્યપરાયણતા એ સર્વને લીધે ગુજરાતના વિવેચક તરીકે એમનું સ્થાન ખરેખર અદ્વિતીયજ હતું. એમના અવસાન પછી પણ એમની ગાદી તો ખાલીજ રહી છે એમ ઘણાનું માનવું છે.

એ સુધારક કવિ, એ પ્રૌઢ વિદ્વાન, એ ઉત્કૃષ્ટ વિવેચક, એ સૌજન્યમૂર્તિ નવલરામની ગંભીર મુખમુદ્રાનાં દર્શનને માટે હમે ઉત્સુક છીયે. પ્રમુખ સાહેબ ! એમની છબી ખુલ્લી મૂકવાની હું આપને વિનતિ કરૂં છું.

**મોહનલાલ પાર્વતીશંકર દવે**

# જીવન–સાફલ્યતા !

દુનિયા કહે સંસારમાં સત્યો ભર્યાં છે અવનવાં;
તે માંહ્યલું હા ! સત્ય તો મેં કોઈ દિ' જોયું નહિ.

આહાર ને વિહારના ઢગલા તળે છુપી રહ્યા,
ક્યાં છે અલૌકિક સુખ ? તેઓ એક દિ' સમજ્યા નહિ.

પરનારમાં ગુલતાન થાતા કે મદિરામાં મચ્યા;
વિષના સરનીમહીં રે ! જાનને અર્પી ગયા.

તલૂપે બિચારાં પ્રાણીઓ, કંઈ જીવ–તૃપ્તિ પામવા;
ભોગી અમારા શેઠીઆઓ લાવશે ક્યાંથી દયા ?

ખાવું, પીવું ને ઉંઘવું, એ સુખ સમજ્યા માનવી,
ક્યાં સત્ય છે ? ક્યાં છે વિભુ ? એ વાતની દરકાર શી !

મૂક્યું જનમતાં વારમાં પય માતના સ્તનનીમહીં;
પોષણ કરીને તેહથી આ રૂપ ધરિયું માનવી.
ગુણો પિતાના ક્યાંય ભૂલી, નામને જપતો નહિ;
જ્ઞાન કે ભક્તિતણા નાવે કદી ચઢતો નહિ.

મેળવી ના જ્ઞાનને તરબોળતો ભક્તિમહીં,
ભેદ ધર્માધર્મનો ના જાણવા બુધ્ધિ રહી.
**બ્રહ્મ સત્યં જગત્ મિથ્યા** સૂત્રને સમજે નહિ;
સાફલ્ય કરતો જીવનને ના, સત્ય વસ્તુને ગ્રહી.

**રા. ભીખાભાઇ વ્યાસ.**
તંત્રી–
'**બાળક**' ને 'પં. રે. વર્તમાન.'




( ૧ )

શાંતિપૂર એ કુદરતી સૌન્દર્યથી ભરેલ મનોહર સ્થાન હતું. જગતનાં સૌન્દર્યપ્રેમી માનવી સૌન્દર્ય નિરખવા દૂર–દૂરથી ત્યાં આવતાં. ત્યાં આવનારનું મસ્તક એ દૃશ્ય જોઇ સહેજે માનભાવે નમતું.

શાંતિપૂર એ સ્નેહ–સરિતાને કાંઠે વસેલું નગર હતું. ત્યાંનાં રમ્ય અને મોહકદૃશ્યોમાં દુઃખીજનો માટે શાંતિ ભરી હતી. કવિ અને ચિત્રકાર માટે અવનવી ‘ વસ્તુ ’ વસેલી હતી. નવખીલિત વાટિકા સમાન વૃક્ષ–વેલીઓની ઘનરાજી અને શિતલ ઝરણાંથી વિભુષીત શાંતિપૂરની લીલી હરિયાળી સીમ, જોનારને મંત્રમુગ્ધ બનાવતી. ત્યાં કુદરતની અજોડ કૃતિની ઉત્તમતા જોતાં અજાણ શક્તિની અપારતાનો ખ્યાલ આવતો.

‘ ઘરનાં દેવ પત્થર ’ એ કહેતી અહીં પણ લાગુ પડેલી જોવામાં આવતી. શાંતિપૂરના નગરજનોને પૈસા કમાવાની ધમાલમાં કુદરતની નૈસર્ગિક શક્તિ સમજવા માટે દરકાર નહોતી. દરરોજ દૃષ્ટિ સમીપ રહેતાં દૃશ્યોમાં નવીનતા કે રસિકતા ક્યાંથી રહે ?

કુદરતની એ રમ્ય કલા ચિત્રમાં ઉતારવા માટે ઘેલો બનેલ એક રસિક આત્મા ભાન ભૂલ્યો હતો. દિન કે રાત, ઉષ્ણતા કે શીતલતા, નિદ્રા કે ખાન–પાનની દરકાર વગર તે વિવિધ દૃશ્યો પીંછીદ્વારા ઘટાવવા તનતોડ મહેનત કરતો.

રસપિપાસુ કલાભક્તને સમાજ દિવાનો ગણતું. છતાં બેપરવાહ જગદીશ કુદરતી સૌન્દર્યને સાચા સ્વરૂપમાં કલામય ચિત્રોદ્વારા જનસમાજ સમક્ષ રજુ કરી શુષ્કસમાજમાં રસિકતા રેડવાની ધગશ અખંડ સેવતો. અને તે ધ્યેયની સિદ્ધિ કાજે સ્થિતિ અને સમયનો ભોગ આપતો.

પણ એ આશાભર્યા યુવાનના ઉચ્ચ મનોરથની નિરસ સમાજને કંઇજ કદર નહોતી. તેનાં કલામય ચિત્રો જુજ કિમ્મતે અને તે પણ

કવચિત જ ઉપડતાં. એ પ્રમાણે તે નજીવી રકમમાં મહામહેનતે પોતાનું ગુજરાન નિભાવી શકતો. છતાં એવા સંયોગોમાં પણ તે પોતાના આદર્શને વળગી રહ્યો હતો.

ગરિબાઇ વધતી ચાલી. સમય વ્યતિત થતાં સ્વાભિમાની જગદીશ ઉપર લ્હેણદારોનો તગાદો વધ્યો. જગદીશ હતાશ બન્યો. સંયોગોની સંકડામણ તેને ગુંગળાવવા લાગી. આખરે એકદર દુનિયાથી કંટાળી તેણે આત્મઘાતનો વિચાર કર્યો. શું જગતમાં કલાભકતોની આવી જ કદર અને સ્થિતિ હોતી હશે ?

( ૨ )

સંધ્યાના મંદમંદ સમિરની શાંત લહરીઓ શિતલતા રેલી મનને પ્રફુલ્લ બનાવી રહી હતી. વસંતઋતુને વધાવતી કોકિલા આમ્રડાળે ટહૂકી રહી હતી. ખીલેલા ઉપવન સમી શાંતિપૂરની ભૂમિની પુષ્પલતાઓ સુમધુર સુવાસ અર્પી મનુષ્યનાં મન બહેલાવી રહી હતી. ન્હાનકડી સરિતા શાંત નિર સહ પોતાના પ્રિયતમ સાગરને ભેટવા આતુર બની ઉતાવળી ચાલે વહી રહી હતી. સંધ્યાનો શાંત સમય મનુષ્યમાં દૈવીભાવ પ્રેરી રહ્યો હતો.

કુદરત અને કલાનો પૂજારી જગદીશ હાથમાં એક અપ્રતિમ લાલિત્યમય ચિત્ર સાથે ધીમે ડગે આગળ વધી રહ્યો હતો. ઘડીકમાં તે ચિત્ર નિહાળતો, તો ઘડીકમાં તેને છુપાવી ડંઇક બબડતો દિવાના જેવી દશામાં આગળ ધપતો હતો. તેના દિલની વ્યાકુળતા સ્પષ્ટ જણાઇ આવતી હતી. સરિતાનો સુંદર ઘાટ આવતાં તે થોભ્યો, છુપાવેલ ચિત્ર બહાર કાઢી ઘડીભર તેને અનિમિષ નયને જોઇ રહ્યો.

‘ હા ! મારી વ્હાલી કૃતિ ! જગતમાં તારી કદર કરનાર કોઇ ન મળ્યું ? ભાવવિહીન જગમાં કલાની કિંમત કયાં છે ? મહા પરિશ્રમે તૈયાર કરેલ ઓ મારા વ્હાલા ચિત્ર ! તને એકદર જગતમાં અપમાનીત નહિ થવા દેઉં ! મારી સાથે તારે પણ કોઇ અગમ્ય અને અલૌકિક સ્થાનમાં પ્રસ્થાન કરવું પડશે. ઓ મારા જીવન-ધન ! બસ, હવે આ દુઃખી જીંદગીનો અંત લાવી સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરવા આપણે પ્રયાણ કરશું ! ’

તેણે ચિત્રને ચૂમ્યું. અસ્થિર મનની વ્યગ્રતા વધતી જતી હતી. એક વ્યાકુળ દૃષ્ટિએ તેણે ચોપાસ જોયું. સરિતામાં કૂદી પડવા તૈયાર

ગયો. ત્યાં પાછળથી કોઇ વ્યક્તિએ તેને ખભે હાથ મૂક્યો, અને માયાળુ સ્વરે કહ્યું, ' ભાઇ ! '

જગદીશ ચોંક્યો, પોતાના કાર્યમાં આડે આવનાર ઉપર તેણે રોષ અને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ ફેંકી.

" ભાઇ, પાસેની ઘટામાં છૂપાઇ મેં તમારા બધા યે દુઃખદ ઉદ્દગારો સાંભળ્યા છે. હતાશ બની આપઘાત કરવાનું સાહસ શાને કરો છો ? જગતને કલાની કદર ભલે ન હોય; ચિત્રકારોએ પુરૂષાર્થ કરવામાં ન ચૂકવું ! ભાઇ, બતાવો આપનું એ ચિત્ર. તમારા કયા સંયોગોએ એવું તે દિલ બહેલાવી નાખ્યું, જે તમારે આમ છેલ્લો ઉપાય શોધવો પડ્યો ? "

જગદીશે કૈંક શરમાતાં–કૈંક સંકોચાતાં આગંતુક વ્યક્તિને તે ચિત્ર આપ્યું. પોતાની ઓળખાણ સાથે નિષ્ફળતા અને સ્થિતિ પણ વર્ણવી.

" ઓહો હો ! આવું સુંદર ચિત્ર હું મારી જીંદગીમાં પ્રથમ જ જોઉં છું. ભાઇ જગદીશ, તમે આટલાં સુંદર ચિત્રો દોરી શકો છો છતાં તમારી આ સ્થિતિ ! મારા 'ગુર્જરી'ના દિપોત્સવી અંક માટે આ ચિત્ર હું ખરીદવા માગું છું. તમારે તે મને વેચાતું આપવું જ પડશે. " નવિન આગંતુક વ્યક્તિ જગદીશને શાબાશી આપતાં બોલી.

જગદીશના મુખ ઉપર આશાનાં ચિન્હ જણાવા લાગ્યાં. તે આભારપૂર્ણ દૃષ્ટિએ કૃષ્ણકુમાર તરફ જોઇ રહ્યો. કૃષ્ણકુમાર ' ગુર્જરી ' માસીકનો તંત્રી હતો. ' ગુર્જરી ' નો દરેક અંક નવિનતા અને ઉચ્ચ પ્રકારના રસિક શિષ્ટ સાહિત્યથી ભરપૂર હોવાથી ગુજરાતમાં તેણે અજોડ સ્થાન મેળવ્યું હતું. આવા સુંદર માસીકનો તંત્રી પોતાની કદર કરે તે જોઇને, પોતાને આપઘાતમાંથી બચાવનાર કૃષ્ણકુમારને તે ચિત્ર ભેટ આપવાનો જગદીશે આગ્રહ કર્યો. પણ કૃષ્ણકુમાર એમ વિનામૂલ્યે આ અમુલ્ય કૃતિ લે એમ ન હતા. બીજે દિવસે તેમણે દોઢસો રૂપીયાનો ચેક જગદીશ ઉપર મોકલી આપ્યો.

( ૩ )

' ગુર્જરી ' નો દિપોત્સવી અંક પ્રસિધ્ધ થઇ ચૂક્યો હતો. આ અંકના શણગાર સમા જગદીશના ચિત્ર; અને સમજૂતિ રૂપે " તંત્રીની નોંધ " માં તે ચિત્રની પ્રશંસા કરવામાં કૃષ્ણકુમારની કલમે હદ કરી હતી. ખરેખર ચિત્ર પણ સુંદર હતું જ; અને તેથી તેને માટે જગદીશ ઉપર અભિનંદનના તારોના થોક આવવા લાગ્યા.

પછી તો દરેક અંકમાં જગદીશનું એક ચિત્ર અને " જગદીશની ચિત્રકલા " ઉપર ખાસ નોંધ હોય જ. ટુંક વખતમાં તો મહાન ચિત્રકારોની પંક્તિમાં જગદીશનું નામ માન સાથે બોલાવા લાગ્યું. દેશપરદેશમાં તેની ખ્યાતિ ફેલાવા લાગી. પ્રથમનો કંગાલ અને દિવાનો જગદીશ આજે ધનવાન અને માનવંતો બન્યો હતો.

પણ તે **પરિવર્તન**નો પ્રતાપ કોનો ? જગદીશની કલાનો કે કૃષ્ણકુમારનો ? શું જગતમાં સહાય વિના કલાકારો સડતા હશે ? જગતને કલાની કદર નથી. જગદીશ જેવા નવા અને ઉગતા કલાભકતો કેટલા યે વણખીલ્યા કરમાતા હશે !

**શ્રી. અજયકુમાર ભટ્ટ**

---

## ખલકના ખેલ

સંસારતણા પટમાંહી, દુનિયા ખેલી શું રહી ! (૨)
કો' લક્ષ્મી–કુળના અભિમાને,
કો' ધન–દોલત મેળવવાને;
કો' ધર્મ–કર્મનો ઢોંગ કરે—
દુનિયા ભોળી છેતરવાને;
કપટયંત્રની અવનવી બાજી બિછાઇ રહી !
દુનિયા ખેલી શું રહી !—
સત્ય–વક્તાને શિરપર આફત,
પાપીના પોબાર પડે;
આડંબર દેખી આલમનો,
અંધ જનો અંજાઇ મરે;
સત્ય, ધર્મ, નીતિ ને રીતિ સંતાઇ ગઇ !
દુનિયા ખેલી શું રહી !—

**મા. એસ. પી. ભાવસાર**

---

*મ્હારા ' સંસાર–શેત્રંજ ' નામના અપ્રસિધ્ધ નાટકમાંથી.

# સ્ત્રી જાતિ કેમ સુંદર છે ?

સ્ત્રી પુરૂષ કરતાં કેમ વધારે સુંદર છે ? આ પ્રશ્ન ખરેખર ઉકેલવા લાયક છે. અહિં તો માની જ લીધું છે કે સૌન્દર્યમાં સ્ત્રી પુરૂષ કરતાં ઉચ્ચતર છે. પણ એ સામાન્ય સત્ય નિર્વિવાદ થયું નથી. ઘણા પુરૂષો આપણને મળી આવે છે કે જેમને જોઇને એમ લાગી આવે કે પુરૂષોમાં પણ કંઇક અપૂર્વ સૌન્દર્ય હોય છે. ઘણા સુંદર પુરૂષોને જોવાથી લાગી આવે છે કે જેમ પુરૂષ સ્ત્રીના સૌન્દર્યથી મુગ્ધ બને છે તેમ સ્ત્રીઓ પણ આવા સ્વરૂપવાન્ પુરૂષોને જોઇને એમના રૂપથી મોહિત થતી હશે. કદાચ એમ પણ હોય કે જેમ પુરૂષો સ્ત્રીમાં વધારે સૌન્દર્ય જોઇ શકે છે તેમ સ્ત્રીઓને પુરૂષ વર્ગમાં વધારે સૌન્દર્ય જણાતું હશે. પણ એકંદર જોવામાં આવે છે કે પુરૂષો તેમ જ સ્ત્રીઓ પુરૂષ કરતાં સ્ત્રીમાં જ વધારે સૌન્દર્ય જોય છે. તેમ છતાં હજી સ્ત્રીઓ સુંદર કે પુરૂષો એ પ્રશ્ન વિવાદ-ગ્રસ્ત જ રહેવાનો.

સ્ત્રીઓ કેમ સુંદર છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કારણ કે મનુષ્યના અપવાદ સિવાય પશુપક્ષી વર્ગમાં નર વધારે સુંદર હોય છે. ઢેલ કરતાં મોર વધારે કલામય વધારે ખુલ્લો અને દીર્ઘ સ્વરોચ્ચાર કરવા શક્ત હોય છે. જે અપૂર્વ મીઠાશથી ગાય છે તે કવિઓએ વર્ણવેલી 'કોયલડી' કે લોકગીતની 'કોયલરાણી' નહિં પણ નર કોયલ જ—કોયલરાજાજ. કોયલની ચાલ અને દેખાવ પણ માદા કોયલ કરતાં વધારે રઢીઆળો હોય છે. મરઘી અને કુકડામાં કુકડો જ દેખાવમાં વધારે સુંદર અને ભરાવદાર હોય છે અને એના સૌન્દર્યના તાજ રૂપી કલગી પણ એ જ ધારે છે. પોપટમાં પણ કાંઠલાવાળો નર માદા કરતાં ચઢીઆતો હોય છે. કેશવાળીવાળો સિંહ સિંહણ કરતાં વધારે ભવ્ય અને આકર્ષક બને છે. વાઘ અને વાઘણમાં પણ વાઘ ચઢી જાય છે. એના ચટાપટાથી એ વધારે સુશોભિત થયો હોય છે. એ ખરૂં છે કે થોડા હાથી, કુતરા અને બિલાડીના વર્ગમાં નર અને માદા વચ્ચે બહુ તફાવત નથી પણ એમાં પણ બળમાં જોમમાં અને શારિરીક સુખાકારી તથા સ્વરૂપની તેજસ્વીતામાં નર માદાથી ક્યાંયે ટપી છે.

બધા પ્રાણી વર્ગમાં આત્મવિકાસમાં પુરૂષની જાત જ સ્વાભાવિક રીતે ચઢી જાય છે. એનામાં વધારે જોમ, વધારે બળ, વધારે કર્તવ્યદક્ષતા અને વધારે મહેનત કરવાની શક્તિ જણાઇ આવે છે. મનુષ્ય સિવાય પ્રાણીમાં બુદ્ધિનું નામ હોતું નથી, એમને તો માત્ર પોતાની શારિરીક સ્થિતિ અને પ્રેરણાવૃત્તિને જ પોષવાની છે. આત્મવિકાસમાં સ્વાભાવિક રીતે પુરૂષ ચઢી જાય છે એટલે શારિરીક બળ, જીવનકલહ અને સૌન્દર્યવિકાસમાં નર માદા કરતાં સર્વત્ર આગળ જ હોય છે. સૌન્દર્ય એક જાતનું જીવનનું કલામય પ્રગટીકરણ અને આત્મપ્રકાશન માત્ર છે. અને એ પ્રાણી વસ્તુઓ વર્ગમાં ઉચ્ચતર ધ્યેયને અભાવે નરમાં માદા કરતાં સ્વાભાવિક રીતે વધારે જોવામાં આવે છે. ટૂંકમાં પશુવર્ગમાં એકંદર પુરૂષ સ્ત્રી કરતાં આત્મવિકાસમાં આગળ એટલે એ શારિરીક સૌન્દર્યમાં પણ ઉંચે જ હોય છે અને સ્ત્રીઓ સામાન્ય રીતે નીચી કોટીમાં એટલે સૌન્દર્યમાં પણ પાછી પડે છે.

પણ મનુષ્યવર્ગમાં બુદ્ધિવિકાસ થયો હોવાથી પુરૂષને ઘણા ઉંચા ધ્યેયો અને લક્ષ્યો હોય છે. અને શારિરીક સૌંદર્યમાં ઉત્કૃષ્ટતા બતાવવા કરતાં વધારે મ્હોટો વિજય કરવાની ઇચ્છા હોય છે. બળમાં, વિચારશક્તિમાં, કર્તવ્યદક્ષતામાં બધાના નિયામક થવામાં ઉંચા થવાની એને આકાંક્ષા હોય છે. એટલે એનું ધ્યાન દેહના સૌંદર્યમાંથી ખસી ગયું છે, એને દેહનાં સૌંદર્યની પરવા રહી નથી.

વિકાસક્રમનો એક નિયમ છે કે જેમ કેટલીક ઉંચી વસ્તુ તરફ મનુષ્યનું પ્રયાણ થાય છે; તેમ કેટલીક વસ્તુ એ ભૂલી જાય છે અથવા પ્રયત્નપૂર્વક ભૂલવી પડે છે. વિકાસમાં હંમેશાં અગત્ય અને બીન અગત્યની વસ્તુની ચુંટણી રહી હોય છે એટલે અગત્યની વસ્તુ ગ્રહણ કરવામાં કેટલીક બીન અગત્યની વસ્તુ મૂકી દેવી પડે છે. મનુષ્ય ક્રાઇસ્ટનાં વચન પ્રમાણે બે સ્વામીને કદી સેવી શકતો નથી એકને સાધવો હોય તો બીજાનો ત્યાગ કરે જ છૂટકો, પુરૂષ માનસિક સૌંદર્ય, બળ અને એથી પણ બીજા વધારે ઉંચા ધ્યેયના સેવનમાં શારિરીક સૌંદર્ય પ્રત્યે બેદરકાર રહેવું પડે છે. આથી પુરૂષ જાતિ તરીકે સ્ત્રી કરતાં પાછળ છે.

સ્ત્રી જાતિ એકંદર પુરૂષ કરતાં ઉતરતી જણાય છે. માનસિક—નૈતિક—આધ્યાત્મિક બળ એનામાં પુરૂષવર્ગ કરતાં ઓછું જોવામાં આવે છે. એ વસ્તુસ્થિતિ હોવાનું શું કારણ છે એ જુદો પ્રશ્ન છે. કદાચ એમની જાતિ

( Sex ) એને માટે જવાબદાર હશે. કદાચ લોકોનો બહુમત અને વંશાવતરણથી એમ બનવા પામ્યું હશે. કદાચ કુદરતે કામનો વિભાગ પાડવા સ્ત્રીઓને જીવનનાં હળવાં કર્મો કરવા એવી સરજી હશે. ગમે તેમ હોય પણ અપવાદો બાદ કરતાં સ્ત્રી જાતિ પુરૂષ કરતાં જીવન વિકાસમાં પછાત છે. ઉચ્ચ વિજય મેળવવામાં એ સર્વત્ર પુરૂષથી પાછળ પડે છે. માનસિક શક્તિ, કર્તવ્યદક્ષતા, બળ–સાહસ–કર્મમાં સ્ત્રી પુરૂષ સાથે ટક્કર ઝીલી શકતી નથી. એને તો માત્ર ન્હાની ન્હાની બાબતો જ સાચવવાની રહી હોય છે. આથી કદાચ વિગત નું ભાન એને વધારે રહેતું હશે. એને તો બધામાં ઠાવકા થઇ શાન્ત નિયમ ઘડવાનો હોય છે, માટે એનામાં વ્યવસ્થા કરવાની સારી શક્તિ ખીલી હોય છે. અને વ્યવસ્થા એ સૌંદર્યના સોપાન તરફ પ્રયાણ કરવાનું એક પગથીયું છે. નમ્રતા, સુશીલતા અને શાન્તતાના ગુણને લીધે–અને આ ગુણો પુરૂષના ઉચ્ચ–ગામિત્વ અને બળને સમધામાં આણવા સ્વાભાવિક રીતે ખીલ્યા હોય છે. તેમાં હંમેશ સૌંદર્ય વસે છે. ભવ્યતા હંમેશ પુરૂષસૂચક છે. ગંભીર અને ભવ્ય વસ્તુ જ ભવ્યતા દાખવે છે. અને સૌન્દર્યમાં હંમેશ સ્ત્રીત્વ રહ્યું હોય છે. કારણકે નરમાશ અને શાન્તતા વગર એ વાસ કરતું નથી. પુરૂષો સ્ત્રી કરતાં એકંદર ઉત્કૃષ્ટ છે તેનો જવાબ વાળવા જ જાણે સ્ત્રીઓમાં મોહકતાનું બીજ જીવનકલહ અને જીવન–સહકાર એ ઉભયના સામટા બળે આવ્યું હશે અને એ મોહકતા સૌંદર્ય રૂપે પ્રગટ થાય છે. પુરૂષ ગરમ છે ત્યારે સ્ત્રી નરમ છે. પુરૂષ આકરો છે ત્યારે સ્ત્રી શાન્ત છે, પુરૂષ સાહસિક છે ત્યારે સ્ત્રી બીરૂ અને ચિન્તાતુર છે. એ રીતે પુરૂષ બળવાન છે ત્યારે સ્ત્રી સુંદર છે.

"દ્યોતક"



# રણ–મોહ

સૈનિકો ! સાનમાં સમજાવું તે સમજી જાઓ,
સમજી સમજાવી જાઓ, સમજેલું સરજી જાઓ—
ભીતરમાં આગનું જો જોર તો ભૂમિ યે કંપે,
વાયુ. સુસવાટમાં તરૂવૃક્ષનાં થડ—પાન કંપે;
કંપે તો સર્વે કંપે બીતિ–રીતિથી કંપે;
સબલ નિર્બલ પણ કંપે જાલીમ કંઇ જોધ કંપે.
કંપે કંપે તોપણ સર્વે સાધો સંપે સંપે,
કુદરતી કંપ તો તે કંપની દરકાર શેની,
સ્વભાવે સિદ્ધ જે તે કંપની દરકાર શેની;
જાયુ તે જાય, મૃત્યુ–કંપની દરકાર શેની,
નીડરતા મનમાં લાવો, હાવે પ્રવૃત્તિ લાવો,
લાવો જાઓ જંગે ચંગે રંગે રણખેલ ખેલો—
કોકિલા આમ્રની ડાળીએ ટહુકાર કરતી,
રમણી શા રંગમાં કૈં અંગના અભિનય કરતી,
ઘેરૂં શું ઘેન આવે, રગમાં રણકાર આવે,
ભૂલે તનભાન બોલે, સર્વે પરવશ થઇ ડોલે,
રૂમઝૂમ ઘુમઘુમ છનનનનનન થૈ થૈકાર ડોલો—
શૂરના હલકારે ટહૂકારતી કોયલડી કાળી,
વિજય વામાની રણમાં જંગની કેલી રૂપાળી,
નયનો શા રક્તરંગે રંગે રગ ખૂન ધબકે,
વીરત્વે ભાન ભૂલે પરવશ થૈ શૂર ઘૂમે,
ધબધબ ડબડબ ખણણણણણણ ખાંડા ખખણાટ ખેલે—
વીરાઓ ! વીરતા ધારોને, શું કાયર થાઓ ?
મર્દો ! શું નામની મર્દાઇ, કે કાયર થાઓ !
કાયરતા છોડો–છોડો, સ્નેહિના સ્નેહ છોડો,
રંગ ને સૌ રાગ છોડો, સારો સંસાર છોડો;
છોડો–છોડો, ભારતના સૌ કલંકી–બંધ છોડો—

બી. એ. શુકલ




**સ્નેહાળ બ્હેન ઉષા,**

આજ ઓચિંતાં પત્ર લખવાનું મન થઇ આવ્યું, આશ્ચર્ય ન પામશો. તમારા પત્રની આશા રાખ્યા જ કરતો; પરંતુ આશા તે આશા જ રહી. હવે તે ફળશે અને મારો આ પત્ર કારણભૂત બનશે.

મને ખબર ન હતી આજ કઇ તીથિ થઇ તે! એવામાં જાણ્યું કે આજ તો 'કેવડા ત્રીજ'! તમે ભાગ્યેજ આવાં વ્રત કરતાં હો; ભાગ્યેજ ઉપવાસ કરતાં હો; કારણ કે રમણિકભાઇની પાસે રહ્યા પછી હવે એવાં વ્રતો વિસરાયાં હોય જ. એમના વિચારો સારાથી અજાણ્યા નથીઃ તમારી સાથે આ બાબતોમાં થતી તકરારો મને હજી યાદ છે; અને આજ તમારાં ભાભી સાથે પણ મારે એવી જ બાબત બની છે; એથી જ પત્ર લખવા મન થઇ આવ્યું.

મને ખબર નથી કે 'કેવડા ત્રીજ' શું છે–હજીયે નથી. વ્રતનો મહિમા શો છે તે પણ ખબર નથી. કારણ કે જે વ્રતો કરે છે, ઉપવાસ કરે છે, તે મને સમજાવી શકતાં નથી. આજ તે બાબત મારાં બ્હેનને પૂછ્યું. તે ન જાણે; ભાભીને પૂછ્યું. તે ન જાણે. તમારાં ભાભીને પૂછ્યું ને વ્રત કરવા ખૂબ તલસે છતાંયે ન જાણે–ન કહી શકયાં. મેં ધીમેથી કહ્યું "ન જાણો તેવાં વ્રત કરવાથી ફાયદો નથી; ન કરો તો ન ચાલે?" મને લાગ્યા જ કર્યું કે આ વાત તેમને બીલકુલ ગમી નહિ; મ્હોં પરથી હોંસ જતી રહી. ફિક્કાશ લાગવા માંડી. છેવટે ખૂબ પૂછવાથી તેમણે કહ્યું " બધી સ્ત્રીઓ ઉપવાસ કરે છે; પુંજા કરે છે; તેમને પુરુષ તરફથી અડચણ કેમ નથી આવતી?" બહુ જ શાંત ચિત્તે મેં ઉત્તરવાળ્યો, ઉષા બ્હેન, કે એ લોકોમાં–જે ઘેર બેસી રહે છે કે તેવી બાબતોમાં ધ્યાન નથી આપતા અને અમારા જેવામાં–કંઇક ભણ્યા એટલો ફેર! વળી વધારામાં એમ પણ કહી નાખ્યું કે મને તે વ્રત શું છે તે ન સમજાવી

શકો તો ભલે, પરંતુ તમે તે શું છે તે સારી રીતે સમજતાં હો તો જરૂર કરજો.

તેમણે બાર વાગ્યા સુધી ખૂબ વિચાર કર્યો.

હિંદુ સ્ત્રીથી કદી પતિનો બોલ ઉથાપ્યો સાંભળ્યો છે ઉષા બ્હેન ? ચિંતાભર્યાં હૈયે આખરે ખાધું; આખો યે દિવસ મારી પાસે ન બોલવાનો નિશ્ચય કર્યા જેવું મને લાગ્યું. તે વાત મેં ખૂબ સમજાવ્યા કરી: ખાત્રી છે કે એ અંધશ્રદ્ધા છે એમ સમજી જશે. તમારે પણ તેવું જ થતું, એ મ્હારાથી નથી વિસરાતું. આ પણ એવું જ. જ્યમ વખત વખત વિતશે અને આ શ્રદ્ધામાંથી સહજ બુદ્ધિવાદ તરફ વળશે કે તે વ્રતો, ક્રિયાઓ, ઉપવાસો સમજીને તેઓ કરશે યા બીલકુલ નહિ કરે.

ઉષા બ્હેન, આ તો અંગત વાતમાં આપણા સ્નેહને લઇને હૃદય ઉકેલ્યાં. આ સ્થિતિ કેટલાં ય સ્ત્રી–પુરુષો અનુભવતાં હશે. આપણા આખા ય દેશના માણસો આવી અંધશ્રદ્ધાના વાતાવરણમાં ઉછરે છે. નાનપણથી જ આ શ્રદ્ધાઓ સમજ્યા વિના પેદા થાય છે. તેમાં વળી યુવકો–પુરુષો બ્હારના વાતાવરણમાં ખસતાં જ, તેના નવા વાયુ વાતાં, આજુબાજુના દેશનાં સાહિત્ય અને સ્થિતિ સમજતાં આ અંધશ્રદ્ધા થોડે ઘણે અંશે ભૂલાવા લાગી છે. પણ સ્ત્રીઓનું શું ?

આ બાબતના વિચારો મને ઘણી વાર આવતા; આજ પ્રસંગ મળ્યો છે ત્યારે લખી નાખું છું; હું શ્રદ્ધામાં માનું છું; બુદ્ધિથી કલ્પાય–સમજાય ત્યાં સુધી, સમજ્યા બાદ કંઇક રહે–ત્યારે શ્રદ્ધા મૂકી માનવા જેવું ઘટે–પરંતુ કદીયે બુદ્ધિથી વિચારાય નહિ–કારણ ખોળાય નહિ, તેવાં વ્રતો, ક્રિયાઓનો વિચાર સરખોયે થાય નહિ, તેની ચર્ચાઓ નહિ, તેનો ઉકેલ નહિ–છતાંયે લોકો કહે છે માટે તથા કેટલા યે વખતથી થતી આવે છે માટે–એ રૂઢિપૂજકતા મને અત્યંત ખૂંચ્યા કરે છે, આનું કારણ બીજું કંઇ નથી–ફક્ત અજ્ઞાનતા અને બીજું ઘરના ચાર ખૂણામાં જ વિચાર–અને જીવન. આ સ્થિતિ કુપ–મન્ડુક જેવી થયેલી છે, અને આથી આ અંધશ્રદ્ધા–પાયા વગરની–માણસોના મનમાં જડ ઘાલી રહી છે,

ઉષાબ્હેન, પરંતુ આજનો સમય 'કહે તે માનવાનો' નથી; સ્ત્રીઓ–પુરુષોએ માની ને બેસી નથી રહેવાનું: સમજીને માનવાનું છે જો તેની ઉપયોગિતા ઉન્નત સ્થિતિ માટે જણાય તો ! નહિતર અજ્ઞાનતાના

પડ દૂર કરવાનાં છે–બુદ્ધિભર્યું વાતાવરણ પેદા કરવાનું છે–ત્યારેજ દેશની સ્થિતિ પર ડોકીયું થશે.

પત્ર સહજ લાંબો તો થવા લાગ્યો છે. ત્યારે એક બીજી વાત લખી નાંખવા પણ મન લલચાય છે.

અમદાવાદમાં હું કાયદાનો અભ્યાસ કરવા રહેલો ત્યારે પાસેના જ એક મોટા બંગલામાં લગભગ સીત્તેર સાધુ પુરુષો રહેવા આવેલા; આનંદથી જમતા; ત્રણ ત્રણ વખત ભાગોળે જવા ચૂકતા નહિ; સાંજના તેમના ગુરુ હંમેશાં કથા કહેતા; અને થોડો વખત ભજનમાં ગાળતા.

આ કથા સાંભળવા – ફક્ત ઉત્સુકતા માટે, હું અને મારા મિત્રો કોઇક વખત ત્યાં જતા. મને બહુ ઓછી સમજણ પડતી–પરંતુ તેમાં કોઇનો વાંક ન હોય. મને તે બાજુ બહુ ઓછું જ્ઞાન મળ્યું છે. પરંતુ એથી યે ન સમજે તેવાં હજારો માણસો દર સાંજે ત્યાં જતાં. બે કલાક બેસી ઘેર જતા; તે કહે તે લોકો તુરત માનતા; તેના બોલ તેમના હૈયા પર ખૂબ અસર કરતા; તેની માગણીઓ લોકો તુરત પુરી પાડી આપતા; આટલી બધી અચળ, અડગ શ્રદ્ધા તે સાધુ લોકોમાં આપણા સ્ત્રી–પુરુષોની હતી. હું આને તુચ્છકારી કાઢતો નથી–મને તો તેમાં યે કંઇ અર્થ જડે છે.

આ સંતપુરુષો આપણા ધર્મગ્રંથો પર વિવેચનો કરે છે; ધાર્મિક કથાઓ સમાજનાં સ્ત્રી–પુરુષો આગળ સંભળાવે છે. ત્યારે ઉષા બ્હેન, મને ઘણી વાર આ વિચાર આવે છે કે આપણા નેતાઓ આ લોકો પાસે જઇ તેમને સમજાવે કે પ્રવચનોદ્વારા પ્રાસંગિક સામાજિક સડાઓ દૂર થાય તેવા ઉપાયો તેમજ તે સડાઓ–બદીઓ શાથી ઉદ્દ્ભવે છે, શાથી સામાજિક સડાઓ આપણે અહિં ઘર કરી બેઠા છે, તે બાબતો સ્ત્રી–પુરુષો આગળ તેઓ મૂકતા જાય, તો સમાજ જરૂર તેમનું કહ્યું માનશે અને કંઇક સુધરવા પામશે. દેશની સ્થિતિ આ દ્વારા સમજાય તો જ થોડે અંશે તેમાં સુધારો થવા પામે.

જો સામાજિક સડાઓ એ ધાર્મિક પ્રવચનોદ્વારા–તેમજ ગુરુના બોલમાં સમજાવાય તો અર્ધું કાર્ય આપણા સામાજિક સુધારકો તેમજ દેશનેતાઓનું ઓછું થઇ જાય તેમ માનવા હું દોરાઉં છું. કારણ મને એ જણાય છે: પ્રથમ તો સામાજિક ગૃહ–તંત્ર સ્ત્રીઓના હાથમાં છે: તેમના હાથમાં બાળઉછેર, ગૃહજીવનના પ્રશ્નો, સ્ત્રીપ્રશ્નો, જેવા કે લગ્ન, વિધવા વિવાહ, ક્રિયાઓ એવા એવા અનેક વિચારો અવારનવાર આ સંતપુરુષો

મૂકવા દોરાય–દાખલા સહિત સમજાવે, તો જરૂર આપણી ઉન્નત દશા તરફ તે બ્હાને વળાય.

અને આનું કારણ એ છે કે સ્ત્રીઓ ખૂબ શ્રદ્ધાળુ છે–શંકાશીલ નથી: અને ખાસ કરીને ધાર્મિક શ્રદ્ધા પુષ્કળ છે. સાધુ પુરુષોનાં વચનો સીધાં તેમના હૃદયમાં ઉતરે ને એ રીતે દેશોદયનું કાર્ય ખૂબ સધાય.

અને આવા સાધુ–પુરુષોના મઠો, હિંદુસ્તાનમાં તો ગામે ગામે અને શહેરે શહેરે છે જ. અને જ્યાં જ્યાં તેઓ હોય છે ત્યાં ત્યાં કથાઓ ખરી; પ્રવચનો ખરાં; ધર્મની વાતો ખરી. તેમના શ્રદ્ધાળુ ઉપાસકોનો તો પાર નહિ. અને આને લઇને એક પંથ ને દો કાજ માફક લોકવર્ગ કથા પણ સાંભળે–પ્રાચિન ગૌરવ તેમજ ધાર્મિક વાતો સાંભળે અને જોડે જોડે નવા વિચારો પણ તેમના દ્વારા સમાજમાં ઉમેરાય.

કદાચ સંત પુરુષોને આ વાત ન રૂચે, કારણ કે તેમનામાં જે શ્રદ્ધા આજ છે તે કદાચ થોડાની રહે–પરંતુ આપણા નેતાઓ પ્રખર વિદ્વાનો, સમાજસેવકો આ સંતોને સમજાવે તો હું માનું છું કે કાર્યની સરળતા સાથે ઉન્નતિને વેગ પણ મળે.

આજ એ વાતો લખી; તમને તો રૂચશે જ એમ હું માનું છું. પત્ર સહજ લાંબો લાગશે પરંતુ ક્ષમ્ય લેખશો.

આ રીતે આજની સ્હેજ તકરાર થઇ–મને તો તે આનંદમય લાગી. કારણ હવેથી દરેક વ્રતે, યા ક્રિયા કરતા પહેલાં અને સમજાવવા ખાતર પણ જાણી લેવા પ્રયત્ન કરશે જ. આ રીતે આ મીઠી તકરાર ઉપયોગી થઇ પડશે તેમ લાગે છે.

અંધશ્રદ્ધાનાં કાર્યો હંમેશાં અંધ જ હોય; અંધ હોય એટલે અધોગતિ તો પાસે જ. એમાંથી દૂર થયે જ છૂટકો, અને તેને માટે શ્રદ્ધા પ્હેલાં સહજ બુદ્ધિ દોરાડવાની જરૂર ખરી જ.

ઉષા બ્હેન ! તમારા બીજા વિચારો કયાં કયાં પહોંચ્યા છે તે લખશો, તેમ જ મને ઉત્તર આપો તેની સાથે તમારાં ભાભી પર પણ આ બાબત લખશો જ; અને તમારા અનુભવ ખાસ કહેશો.

રમણિકભાઇને મારા સ્નેહવંદન કહેશો. બચુની તબીયત સારી હશે. કુશળ હશો; અમે છીએ.

લી. સ્નેહાધિન
નાનુ સેલતનાં સ્નેહાળ સંસ્મરણો




જગતમાં નૂતન તો કૈંજ નથી. પણ જૂનાને નવા સ્વરૂપમાં બનાવવું અતિ આવશ્યક છે. આપણી રંગભૂમિ ઉપર ઘણાં યે નાટકો ભજવાય છે, કિન્તુ નૂતનતા તો કોક વિરલ લેખકની કલમમાંથી જ ઝરે છે. નાટ્યકારનું લખાણ જમાનાને અનુસરતું હોવું જોઇએ. રાજ્યકીય ક્રાન્તિના સમયમાં સંસારીક દશ્યોની બહુજ ઓછી જરૂરીઆત રહે છે. જ્યાં સુધી નાટ્યકારો આ સર્વ નહિ સ્હમજે ત્યાં સુધી રંગભૂમિનો ઉદ્ધાર અને દેશની સેવા તેઓ બજાવી શકવાના જ નથી.

જનસમાજને શું જોઇએ છીએ? ત્હેનું વલણ કયી તરફ છે? કયા પ્રશ્નો ત્હેમના હૃદયમાં રમી રહ્યાં છે? એ સર્વનો બુધ્ધિપૂર્વક વિચાર કરી પ્રેક્ષક વર્ગના પ્રશ્નોના જવાબ આપો, નવીન ભાવના સાથે નવીન બળ આપી તેમને સત્ય પંથે દોરવા એ દરેક નાટ્યકારની ફરજ છે. દરેક નાટક કંપનીઓ આવી જાતનાં નાટકો માટે માગણી કરે એ ઇચ્છનીય છે.

આધુનિક રંગભૂમિપર ભજવાતાં નાટકોમાં પ્રેમની કૃત્રિમતા જાહેર થાય છે. તેઓ સમજતા નથી કે પ્રેમની વાતોમાં કૃત્રિમતા હોય જ નહિ! અન્યોન્ય આંતર્જીવનથી અજ્ઞાત હોય છતાં ય પ્રથમ દૃષ્ટિએ પ્રેમ એજ કુદરતી છે. બાકી તો બધી કૃત્રિમતા અને હલાહલ સ્વાર્થ!

ગૂજરાતી રંગભૂમિપર રાગણીઓનો શંભુમેળો કરી સંગીતને કચડી નાખવામાં આવે છે, તેમ મરાઠી રંગભૂમિપર બનતું નથી. હિંદને વર્ણશંકર સંગીતની જરૂર નથી, શુદ્ધ રાગોની જરૂર છે.

કેટલાંક નાટકોમાં હાસ્ય ઉપજાવવા લેખકોના નિષ્ફળ પ્રયત્ન નજરે આવે છે. હાસ્ય ઉપજાવવું પણ તે હદમાં રહીને જ. અને એ 'Comic'

લખવામાં પણ લેખકનો કૈંક ભાવાર્થ હોવો જોઇએ—માત્ર હાસ્ય જ નહિ ! 'Comic' નાં પાત્રો ચાલતા નાટકમાંનાં જ પાત્રો હોવાં જોઇએ. આપણાં નાટકોમાં 'Comic'ના પ્રવેશો તદ્દન નોખા રાખે છે. હવે તો એ ઢબ બહુ જ જુની થઇ ગઇ છે, માટે 'Comic' જૂદુ નહિ રાખતાં જ્યાં જ્યાં તેનાં પાત્રો ભૂમિકા ભજવે ત્યાં ત્યાં તેઓના હાવભાવ—શબ્દો—મૂર્ખાઇ—બટકબોલ—મસ્તી વગેરે પ્રેક્ષકવર્ગને જોવાનું ચાલૂ જ રહે એમ હોવું જોઇએ. કેટલાક નાટકોમાં તે અન્ય નાટકોમાંથી ઉદ્દત કરાય છે. કેટલીક વાર તો નાટ્યકારો આખા પ્રવેશોની તફડંચી કરે છે. આ શું બતાવી આપે છે ? નાટ્યકારોની થોડે શ્રમે પ્રસિદ્ધિમાં આવવાની રીત. આ રીતથી નાટ્યકાર મહાશયને ઓછો પરિશ્રમ પડે છે. સમાજ કે દેશને કોઇ પણ પ્રકારનો આદર્શ તેઓ આપી શકતા નથી. માત્ર ઘડીભર મોજ જ કરાવે છે. નાટ્યકાર અને રંગભૂમિનો પ્રધાન ઉદ્દેશ આ હાનિકારક રીતે પૈસા કમાવાનો હોય છે. સ્વાશ્રયી નાટકો અને નાટ્યકારોની આવશ્યકતા છે.

કેટલીક વાર એવું ય બને છે કે ઓછો શ્રમ અને ઓછો ખર્ચ થાય તે માટે નટક કંપનીના માલિકો અને ડાયરેકટરો પોતાની પડી રહેલી સીન—સીનેરીનો ઉપયોગ કરી દઇ, પોતાના નટોને જહે રાગણી વધુ સારી આવડતી હોય તેવાં ગાયનો મૂકી—મૂકાવી, નાટકને બેડોળ બનાવતાં નાટ્યકારની ભાવના અને આદર્શના ચુરેચુરા કરી નાખે છે. કેટલીક વખત તો કંપનીના માલિકો પોતાની લુચ્ચાઇથી ભોળા નાટ્યકારો સાથે પણ લુચ્ચાઇ રમી જાય છે. ઉગતા લેખકોનું ઉગેલા લેખકો ચોરી કરી ઓઇયાં કરી જાય છે. કેટલાક નાટ્યકારો પોતાનાં પ્રસિદ્ધ નામ નીચે કચરો લખી નાખે છે, અને તે પત્રોના તંત્રીઓની જેમ કંપનીના માલેકોને પણ શરમાઇ—ચુંમાઇને લેવાં પડે છે. પણ આવી શરમનો ત્યાગ કરવો શું આવશ્યક નથી ? શ્રી અને શ્રમનું નકામું પાણી કરી જનસમાજને ઉંધે માર્ગે દોરવો એ શું ઠીક છે ?

વકતાઓ કરતાં પણ દેશની સર્વોતમ સેવા કરી શકે તો તે સીનેમા કે રંગભૂમિ જ છે. લક્ષ્મી પ્રાપ્ત કરવાનો ગૌણ ધ્યેય રાખી, સેવા કરવાનો પ્રધાન ધર્મ તેઓ કયારે રાખતા થઇ જશે ?

**શ્રી મહા. ન. ભટ્ટ.**




૧

વ્યોમ ઘનપટલથી ઘેરાઇ ગયું હતું. તિમિરનાં સંપૂર્ણ સામ્રાજ્ય સ્થપાયાં હતાં. અગાધ શાંતિ સર્વત્ર પ્રસરી રહી હતી. એ અવર્ણનીય પળે કાંઇ સહજ અનુપમતાએ દર્શન દીધાં. ક્ષણમાં વિદ્યુત્–ચમકાર થયો અને ક્ષણમાં સારા બ્રહ્માંડને ડોલાવે–ધ્રુજાવે–એવી પ્રચંડ ગર્જના સહ પુનઃ વીજલી ચમકી અને એજ ચમકાર કયાંયે વિલીન થયો. અલ્પ સમયમાં પ્રબલવેગે વૃષ્ટિનાં આવાગમન થયાં. શુષ્કતા સંતાઇ ગઇ. રમણીયતા ને શીતલતા એ સ્થાને શોભી રહી. વૃષ્ટિ સ્થંભી. વાદળાં વીખરાઇ ગયાં. આભમાં તારલા ચમકચમક કરતા ચમકયા. તે ચમકની મધ્યે સુધાકર શોભી રહ્યો, અને પ્રસરાવી રહ્યો સકલસૃષ્ટિ ઉપર નિજ જ્યોત્સ્ના. બસ, સર્વત્ર હવે શાના આવાસ હતા ? શું વ્યાપી રહ્યું હતું ?

શાંતિ અને ઉજ્જવલતા.

—જે મ્હારે જોઇતું હતું તેજ !

* * * *

૨

હું હૃદયશૂન્ય જ્યાં ત્યાં ઘૂમતો હતો. આમ ભ્રમણ કરતાં જોઉં છું તો આવી ઉભો હતો કોઇક શીતમધુર સુરભિયુકત લહરીઓનું સૃજન કરતી વાટિકામાં હું તો લીન થયો–મુગ્ધ થયો–કુસુમાકરનાં વૃક્ષો અને નાનાશા કુમળા છોડવાઓનું અવલોકન કરવામાં ચક્ષુ લીન થયાં. હવે એક પણ પગલું આગળ હઠવાને હૈયે હિંમત ન રહી. હૈયું લાગણીઓથી ભરાઇ આવ્યું. હું રૂદનદેવીને ખોળે પડયો. એ વાટિકામાં ઘણાએ ઘૂમતા હશે પણ કોઇએ મ્હને આશ્વાસન ન દીધાં. ત્યાં તો તેજ વાટિકાનો માલી આવી પહોંચ્યો. મ્હને પૂછયું બાલુડા ! આમ શા કાજે મિથ્યા આક્રંદ કરી રહ્યો છે ? કહે ! કહે ! શોક કરવાનું શું કારણ છે ? અરે ! એ

માલીન! હું શું કહું? મ્હારાથી આ કુમળું ખીલતું–ઝાડ (છોડ) કરમાતું જોઇ શકાતું નથી. બસ હવે વધું શું કહું? આટલું બોલી હું સ્થંભ્યો. પુનઃ અત્યંત રડયો. માળીએ કહ્યું: ભાઇ! કાંઇ નહિ, ગભરાઇશ નહિ, હું જોઇશ. બસ, હું તો તે સ્થાનેથી આગળ ચાલ્યો. માળી ત્યાં જ બેઠો. છોડના મૂળમાં તપાસ કરી જોયું તો એક શિલા. કારણ જડી આવ્યું. શિલા દૂર કરી. તેના મૂળમાં સુંદર મૃત્તિકા નાખી જલસિંચન કીધું. આટલું જ કર્યું પણ તેતો ઘણું જ થયું. માળી ત્યાંથી ચાલ્યો. હું પુનઃ ત્યાં આવી પહોંચ્યો. તે જ છોડ જોયો. અહા! તે છોડતો કાંઇ અવનવીન મૃદુ હાસ્ય કરી રહ્યો હતો. મ્હારૂં ઉર પણ હર્ષથી પ્રફુલ્લ થયું. મ્હને શાંતિ વળી. અને મ્હને પરમાત્માએ અર્પ્યું.

—મ્હારે જોઇતું હતું તેજ!

* * * *

૩

હું પ્રકૃતિનો બાલક. અરે! પ્રકૃતિનો શોખીન. નિહાળતો હતો પ્રકૃતિના પ્રેમાંકિત સૌંદર્યને. અહા! બસ કુદરત તે કુદરત જ. એ વિચારે હું અંતરસરવરીઆના ઉંડાણે ઉતર્યો–પહોંચ્યો. ક્ષણમાં જાગૃત થયો. ચાલવા માંડયું. ચાલ્યો,–દૂર દૂર ચાલ્યો એ પ્રકૃતિના રમ્ય પ્રદેશની કુંજનિકુંજોને અવલોકતો. અરે! થાકયો. ચરણયુગલ થોભ્યાં. તૃષા લાગી. સરવરની શોધમાં ચારે બાજુ દૃષ્ટિ ફેરવી. કોઇ સરવર જેવું લાગ્યું. જે દિશામાં તે હતું તે દિશાપ્રતિ જવાને ગમે તેમ કરીને ઉભો થયો. ચાલવા માંડયું. આવી પહોંચ્યો. ખરેખર હતું તો સરોવર. પણ અરે દૈવ! આ શું? ત્યાં સરવરમાં જલનું બિંદુ માત્ર ન હતું, મધ્યે વૃક્ષ હતું. વૃક્ષ ઉપર જોયું તો એક ફકત કોકિલાનોજ વાસ હતો. હું નિરાશ થયો. મ્હેં જાણ્યું કે અહિંઆંજ જીવનની અવધ આવી પહોંચી. ના! ના! આમ કેમ બને? ત્યાં આકાશવાણી થઇ: “ઓ તૃષાતુર! ગભરાઇશ ના. જો ત્હારી તૃષા છીપવવી હોય તો જા તે સરવરની મધ્યના વૃક્ષે વસતી કોકિલા પાસે, અને તેને ટહુકવાને કહે. તે ટહુકતાં જ સરવરમાં પાણીનાં પૂર ચઢશે.” હુ આ દૈવી વાણી સુણતાં મુગ્ધ થઇ ગયો. આ શું? કોણ બોલ્યું? આ કથન સત્ય હશે? કોણ હશે? દેવ હશે કે દાનવ? કાંઇ નહિ. જે હોય તે હોવા દો. શરીરમાં જોસ વ્યાપ્યું. દોડયો કોકિલાને ભેટવા. પહોંચ્યો. કહ્યું મ્હેં કોકિલાને કે ઓ કોકિલા! કેમ ટહુકતી નથી? ટહુકને? બોલ, કાંઇ બોલ. શરણાંગતને તો શાંતી

છે. અરે! પણ ન બોલે કે ન ચાલે. મ્હેં જાણ્યું કે જોઉં જો ક્ષુધાતુર હોય તો. આસપાસથી કાંઇ ફલફુલ લીલાંસુકાં હતાં તે લાવ્યો, અને તેના મુખમાં મૂકયાં ત્યાં તો મ્હારા અચંબાનો પાર જ ન રહ્યો. એજ કોકિલા.- અરે નહિ કોઇ અન્ય! એજ કોકિલા ટહુકી: 'ટુઉઉઉ, ટુઉઉઉ, ટુઉઉઉ,' અને સરોવરમાં પાણીની સેરો છુટી. પાણીનાં પૂર ચઢયાં. પુનઃ સરવરનાં વારિ લ્હેકવા માંડયાં. મ્હેં પૂછ્યું કોકિલાને, 'કોકિલા! કહે આજ સુધી તું કેમ ટહુકતી નહોતી? તેણે કહ્યું: 'ઓ પ્રેમીહૃદય! સાંભળ. હું આ ઝાડપર ઘણા કાલથી વસું છું. કોઇક દુર્બુદ્ધિએ આવી એકાએક આ વૃક્ષના મૂળમાં વિષના પ્યાલા ઢાલવ્યા. વૃક્ષ વિષમય થયું. પણ તેજ ક્ષણે મ્હને કાંઇ ન લાગ્યું. મ્હને ભૂખ લાગી. અને જ્યાં એ વૃક્ષનાં ફળ ખાવા જાઉં છું ત્યાં "ખાઇશ નહિ" એવું સાંભળ્યું. મ્હેં ન ખાધું. એ દુષ્ટના પાપે સરવર પણ શુષ્ક થઇ ગયું અને હું અન્નજળ વિના અશક્ત થઇ. હવે તો તું મળ્યો. તું સમજ્યો. આટલું બોલતાં કોકિલા મધુર ટહુકે હસવા લાગી. જે સરવર અલ્પકાલપૂર્વે રણસમ ભાસતું હતું તે આજ સ્વર્ગસમ દીસવા લાગ્યું, અને ત્યાં પંખીડાં કલ્લોલ કરવા લાગ્યાં.

હું પણ કલ્લોલ કરવા લાગ્યો.
કારણ? મ્હને પ્રાપ્ત થયું,
મ્હારે જે જોઇતું હતું તેજ!

**શ્રી જયન્તિલાલ લીલાધર દ્વિવેદી.**



## અનુકંપા

**: અંજની :**

તારલીયા! તું બળતો શાને?
હું રડતાં તું રડતો શાને?
મમ દુઃખ દેખી ખરતો શાને?
અનુકંપા શું એ?
તારલીયા! કયાં ચાલ્યો જાતો?
આશ્વાસન—સાગર સુકાતો,
આ જળચર દુઃખથી રિબાતો,
અનુકંપા કયાં રે'?

**રા. "અનિશ્ચિત"**






સૃષ્ટિસૃજનના સુવર્ણયુગના શુભ સમયથી જન્મ, જીવન અને મરણ; ઉત્પત્તિ, ઉન્નતિ અને અધોગતિ; ભરતી, સ્થિતિ અને ઓટ; ઉદય, મધ્યાન્હ અને અસ્ત; તેમજ પ્રભુતિ, પ્રગતિ અને પતનની માફક જેમ આબાદી, આઝાદી અને ખાનાખરાબીની અવિરત ઘટમાળ ચાલી રહી છે; તેવીજ રીતે ક્રાન્તિ–શાન્તિના રથક્રમચક્રની રેંટમાળ પણ ચાલી રહી છે.

જેમ દેવ અને દેવીનું, સુરી સંપત્તિ અને આસુરી સંપત્તિનું, દાનવ અને માનવનું, પુરૂષ અને પ્રકૃતિનું, નર અને માદાનું, અરૂણ અને ઉષાનું, ચન્દ્ર અને પ્રભાનું, તિમિર અને પ્રકાશનું, કાવ્ય અને છાપાનું, તેમજ જીવ અને શિવનું દ્વન્દ્વયુગલ સરજાયેલું છે; તેવી જ રીતે ક્રાન્તિ અને શાન્તિનું પણ દ્વન્દ્વયુગલ સરજાયેલું છે. જેમ મહેશ સિવાય માયા હોઇ શકતી નથી, તેજ વિના છાયા નથી હોઇ શકતી, તેવી જ રીતે ક્રાન્તિ સુની શાન્તિ અને શાન્તિવિહોણી ક્રાન્તિ નથી હોઇ શકતી. અર્થાત્ ક્રાન્તિ–શાન્તિનું નિર્માણ પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશના બનેલા પંચમહાભૂતના ઉદ્દભવની સાથે જ થએલું છે.

ક્રાન્તિનો જન્મ સ્મશાન–શાન્તિ અથવા શાન્તિના ભંગમાંથી જેમ થાય છે; તેવી રીતે કુદરતનો જગત્ પ્રત્યેનો કોપ, રાજાનો પ્રજા પરનો જૂલ્મ, અમીરોનો ફકીરો પરનો સિતમ, શ્રીમન્તોનો રંકો પરનો ગજબ, તવંગરોનો ગરીબો પરનો ત્રાસ, અમલદારોનો રૈયત પરનો અત્યાચાર, નેતાઓનો રાષ્ટ્ર પરનો અનાચાર, શેઠીઆઓનો સમાજ પરનો દુરાચાર, પટેલીઆઓનો નાતિ પરનો હત્યાકાંડ, વડીલોની વંશ પરની આપખુદી, માબાપોની સંતાન સમૂહ પરની જહાંગીરી, મહાજનોની જનસંઘ પરની નાદિરશાહી, ભદ્ર પુરૂષોની મધ્યમ જનો પરની નિરોશાહી અને ધર્મગુરૂઓની શિષ્યગણ પરની સ્વાર્થસાધુ વિષયવિકારી ભ્રષ્ટ નીતિરીતિથી પણ થાય

છે. ધર્મના ધ્વંસ, ન્યાયના નાશ, નીતિનાં નીકંદન, સત્યના સંહાર અને સત્યાગ્રહ સામેના દુરાગ્રહ, અસહકાર સામેના સહકાર, રાષ્ટ્રભક્તિ સામેની રાજ્યભક્તિ, દેશસેવા સામે દેવસેવા, એક પતિવ્રત સામે બહુ પત્નીવ્રત, અને પતિપૂજા સામેની પ્રભુપૂજાથી પણ શાન્તિમાંથી ક્રાંતિ, અને ક્રાંતિમાંથી શાન્તિનો પ્રાદુર્ભાવ થાય છે.

મહીમંડળની સાચી સુલેહશાન્તિ માટે અને માનવ સમાજની ખરી આબાદી–આઝાદી–જાહોજલાલીને અર્થે ક્રાન્તિ–શાન્તિના રથક્રમચક્રને ફરતું અટકાવવું જોઇએ. આમ કરવાને મૃત્યુ લોકમાંથી સ્વર્ગમાં જનારી સીડી બાંધવા જેવા ભગીરથ પ્રયત્નો કરવા પડશે: પ્રાણીમાત્રમાંથી ઘમંડગર્વ, મિથ્યાભિમાન, ઇર્ષા, દ્વેષ, વેર, ઝેર, મોહ, ક્રોધ, લોભ, મમત્વ, મદ અને મત્સરતાનાં વાતાવરણ નાબુદ કરવાં પડશે; અને સર્વત્ર નિર્મળ વિચાર, નિર્મળ આચાર, અને નિર્મળ વિહારની જરૂરિયાત છે. વચન, વર્તન અને હલનચલન; પવિત્ર, પરમાર્થી તથા પરોપકારી બનાવી, વિશ્વ-બન્ધુત્વનું પુનિત પ્રેમસૂત્ર મનુષ્યમાત્રની રગેરગ અને અણુ અણુમાં પ્રચારવું જોઇએ. સ્વાર્થત્યાગ, સમાનભાવ અને સભ્યતાપ્રચાર સિવાય ક્રાન્તિ નિર્મૂલ થઇ સાચી શાન્તિ પ્રકટવાની નથી; અને સાચી શાન્તિના પ્રાકટ્ય સિવાય પ્રાણીમાત્રને સાચી સુખપ્રાપ્તિ પણ થવાની નથી. માટે પોતાના દેહનું, પોતાના રાજ્યનું અને પોતાના રાષ્ટ્રનું શ્રેયસ્–કલ્યાણ–ઉદ્ધાર અને નિર્વાહ ચાહનારા પ્રત્યેક સ્ત્રી–પુરૂષ–બાળકે સાચી શાન્તિના ઉપાસક થવાની જરૂર છે. **सुज्ञेषु किं बहुना ?**

કવિ રત્નલાલ માણેકલાલ દ્વિવેદી



# ઉગતા લેખકો

ઉગતો સૂર્ય સુવર્ણપ્રકાશ આપે છે, ઉગેલો સૂર્ય જગતનાં જનની આંખો આંજી નાખે છે. આથમતો સૂર્ય જગતને વિવિધ રંગે રંગી પોતાની અનેરી છાયા પાડી જાય છે. ઉગતો લેખક એ જાણે કે ઉગતો સૂર્ય!

ઉગતા લેખકમાં ન જોઇએ નિદ્રા કે ન જોઇએ તંદ્રા, તે તો સાહસ અને આશાનો અનુરાગી જ હોય. 'જીવન એટલે રણસંગ્રામ' એજ એનો મંત્ર હોય. તેને તો શ્રદ્ધાનો વાંસ અને આશાની દોરીનું કામઠું બનાવી ઉદ્યમનાં તીર છોડયાં જ કરી નિરાશાને ઠાર કરવાની છે. કર્તવ્યપરાયણતાનું બખ્તર ને ધૈર્યનો ટોપ પહેરી આત્મસંયમના અશ્વપર સ્વાર થવાનું છે.

તે વિશાળ વાંચન, ખૂબ મનન; વ્યવહારિક–રાજકીય–આધ્યાત્મિક જ્ઞાન વગેરેનો અભ્યાસી હોવો જોઇએ. જનસમૂહને શું જોઇએ છીએ, તેમજ તેમને ગમ્મત સાથે જ્ઞાન આપી ઉન્નત પંથે શી રીતે દોરાય, તેનો લેખકને સંપૂર્ણ ખ્યાલ હોવો જોઇએ. આવી રીતે તે સમાજની, દેશની અને જગતની સેવા કરી શકશે.

લેખ કેવી રીતે જન્મ પામે છે?

લેખકના મગજમાં એકસામટા વિચારો ઉત્પન્ન થાય છે, તે બધાને ય તે લખી નાખે છે. પછી તેને ક્રમવાર ગોઠવે છે. ફરીફરીને વાંચી જઇ લખાણને ટુંકું તેમજ સચોટ બનાવતો જાય છે. શરૂઆત અને અંત ઉપરથી તેની શૈલીની સચોટતા તરી આવે છે. વસ્તુસંકલનામાં કલાની દૃષ્ટિએ ખામીઓ તો ખોળી જડતી નથી. કાવ્યો હોય તો તેમાં સંગીત સાથે જ્ઞાન તેમજ રસ હોય છે. માત્ર શોધી કહાડેલા સંસ્કૃત કે ફારસી શબ્દોની ક્લિષ્ટ ગોઠવણી જ નથી હોતી. ભાવના ઉચ્ચગામી તેમજ આદર્શનીય હોય છે. સારા ય લખાણમાં માત્ર એક જ ઉત્તમ ધ્યેય હોય છે. જેમકે કવિશ્રી ન્હાનાલાલનો ધ્યેય 'પ્રેમભાક્ત;' 'ઉદય'નો ધ્યેય ક્રાંતિ!

ભારતને સારાં પત્રો તેમજ સારા લેખકોની બહુ જ જરૂર છે. દેશની સારામાં સારી સેવા જો કોઇ કરી શકે તો તે માત્ર તેઓ જ છે. ભારતની એ ખોટ કયારે કોણ પૂરી પાડશે?

# " ગુજરાતના ગરવા ગાંધીજી "

મહાત્માજીનું સ્થાન જગતના જીવંત પુરુષોમાં અજોડ છે. ઘણા ઘણા મહાન લેખકોએ એ પુરુષવરને સર્વશ્રેષ્ઠ મુકવામાં ગૌરવ માન્યું છે. તેમનાં આત્મશ્રદ્ધા અને આત્મબળનો ખ્યાલ આવવો સહજે કઠીન છે. તેમના સ્વાર્પણની તોલે આવે એવા વીર ઘણા જ થોડા હશે. તેમના અનુભવ અને દેશસેવા આજના વખતમાં બીજામાં મળવી મુશ્કેલ છે. તેમની સત્યપ્રિયતા તો પરાવધિએ પહોંચી છે. તેમના અહિંસાના સિદ્ધાન્તો ન્યારા છતાં જમાનાને અનુસરી સત્ય અને ન્યાયી છે. તેમના જીવનની પળેપળ સંયમથી સંકલીત છે. તેમની મુખમુદ્રા ઉપર પ્રસન્નતાની છાયા છવાઇ રહી છે. રેંટીઓ કાંતતા હોય એવો તેમનો ફોટો જોઇને કોના હૃદયમાં આનંદ નહિ ઉપજ્યો હોય ? તેમની દેશપ્રેમની અગાધ લાગણી જોઇ એ નરવીર તરફ સહસા પ્રત્યેક સહૃદયીનું મન તો નમે જ છે. આજે જે પુરુષની આત્મતેજ—રશ્મિઓ આખા જગતમાં પ્રકાશ ફેલાવી રહી છે, આખા જગતની સુસંસ્કૃત પ્રજા જેના તરફ એકીટસે પ્રેમની લાગણીથી જોઇ રહી છે; તે વીરનરને તેમની નવીનવર્ષની જયંતી ઉપર પ્રણામ કરતાં હૃદય આભારની લાગણીથી દ્રવે છે. જે પુરુષવર સત્ય અને અહિંસાનું સતત્ સેવન કર્યા છતાંય નિરભિમાનથી પોતાને સત્ય અને અહિંસાની એક ઝાંખી કરનાર જ ગણે છે, જે પુરુષ દરિદ્રનારાયણની સેવાને અર્થે દેશના દરિદ્રોની ખરી લાગણીને અર્થે મહાસભામાં જઇ આખો દિવસ ચર્ચાઓમાં રોકાઇ રહેવાથી રાત્રીના સુવાના વખતે પણ રેંટીઆરૂપી યજ્ઞમાં આહૂતી આપવાનું કોઇપણ દિ' ચૂકતો નથી તે નરવીરને તેમની વર્ષજયંતી ઉપર સાચા હૃદયનાં વંદન હો !

સૌરાષ્ટ્રે એ પુરુષરત્ન ઉપજાવ્યાં, જેમણે હિંદની પ્રાચીન સંસ્કૃતિને પૂનર્જીવનમાં આણી. જે વિભુતિઓ જગતવંદ્ય થઇ. જેમણે સમાજની વેદી ઉપર સર્વસ્વ હોમી દીધું. એ બે પુરુષરત્નો તે મહર્ષિ દયાનંદ અને મહાત્મા ગાંધી. આજથી સાઠ વર્ષ પૂર્વે મહર્ષિજીએ હિંદુ જાતીને હાકલ મારી કે જો દેશને પૂનર્જીવનમાં આણવો હોય તો જીવનના પ્રત્યેક વ્યવહારમાં રાષ્ટ્રભાવના કેળવો અને પ્રાચીનતા ઉપર આવો. અસ્પૃશ્યતા–

રૂપી કલંક હિંદુજાતીની નાલેહી કરી રહ્યું છે; તેને દફનાવી દ્યો; અને સમાજની પોલંપોલ અને ધર્મનાં ધતીંગ પાછળ ખાઇપીને મંડી જાઓ, તો જ હિંદમાં પૂનર્જીવનની ઉષા પ્રકટાવી શકાશે. પણ મહર્ષિજીને તે વખતે તેવા વિચારવાળો બધોયે સમાજ ન મળ્યો. બેશક ! તેમણે તેમના અનુચરોમાં પ્રાણ પૂર્યો. આવો જ પ્રાણ પૂરનાર હાલના સમયમાં ગાંધીજી છે. તેમને હિંદુજાતીમાં અસ્પૃસ્યતા અસહ્ય લાગી. તેને સંહારવા કમર કસી અને આજે " ભાગ્યું તુટયું તોયે ભરૂચ " જેવી સ્થિતિ જોઇએ છીએ. ધર્મનાં ધતિંગ પાછળના બળવાનાં આન્દોલનો ઓછાં છે પણ તે ભવિષ્યમાં બળ કરી વ્યાપક સ્વરૂપ લેશે અને ધાર્મિક માન્યતાઓને સચોટરૂપમાં રજુ કરશે. સમાજનાં પોકળ ખુલ્લાં પાડવા પાછળ ગાંધીજીના પ્રેરણા–પ્રયાસથી યુવકોમાં જાગૃતી આવી ગઇ છે. હિંદુજાતીમાં વિધવાઓ અને તેમને પડતાં દુ:ખો જોઇ એ મહાપુરુષનું હૃદય કકળી ઉઠયું અને સહસા વચન ઉચ્ચાર્યું કે " પરમેશ્વરે હિંદુજાતીમાં વિધવાને ઘડીને હાથ ધોઇ નાખ્યો છે." આ વાકયમાં તેમની ખરી હૃદય–બળતરા પ્રતીત નથી થતી વારૂ ? આવી રીતે સમાજસુધારામાં પોતાનો ફાળો સંપૂર્ણ અંશે તેમણે આપ્યો છે. તેમણે રાષ્ટ્રભાવના કેળવવા માટે ઓછું નથી કર્યું. હિંદની પ્રજામાં સ્વમાન આવે અને સાથેસાથે હિંદના ગરીબોને પોષણ મળે એથી ખાદી, ખાદી અને ખાદીથી જ પોતાનું મ્હોં થકવ્યું; અને રાષ્ટ્રિય કેળવણી આપવાનો તેમનો પ્રયાસ કયાં ભૂલાય તેવો છે ? પ્રજાની તૈયારીના અને પૈસાના અભાવે એ પ્રયોગ સફળ ન થયો.

તેમની આત્મશ્રદ્ધા અગાધ છે. ઈંગ્લેંન્ડ જેવા મદ્યમાંસાહારી દેશમાં માતાની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું એ હિંમત અને આત્મશ્રધ્ધાની પરીસીમા છે. તેઓ આફ્રિકા પોતાના વ્યવસાયને ખાતર ગયા પણ ત્યાંથી જ પોતે સ્વાર્પણ કર્યું. દક્ષિણ–આફ્રિકા જેવા ગોરા રહેવાસીઓના દેશમાં ગોરી પ્રજાની સંપૂર્ણ સત્તા છતાં પોતાના હિંદવાસીઓ માટે સ્વમાનની લાગણી ઉત્પન્ન કરી તેમની સામે ઝઝૂમનાર તો તે પહેલા જ હિંદી વીર હતા. આ તે કંઇ નાનુંસૂનું કાર્ય નથી. એની પહેલ તો એ વીરનરે જ કરી. હિંદીઓના હક્ક કાયમ રાખવા કેટલાંયે દુઃખ સહન કર્યાં. બેધડક રીતે " ઇન્ડીઅન ઓપીનીયન " પત્ર ચલાવ્યું. સંપૂર્ણ રીતે ત્યાંના હિંદીઓના હૃદયપ્રેમી બન્યા. આજે ત્યાંના કેટલાક ગોરા અમલદારો પણ કહે છે કે ગાંધીજીએ મહાનપદ મેળવ્યું તેનો પાયો તો આફ્રિકામાં જ નંખાયો છે. આફ્રિકામાં જ તેમને સત્યાગ્રહનું સાચું હથિઆર જડયું.

ત્યાં પ્રથમ તેમનો સત્યાગ્રહ ફ્ળપૂર્ણ બન્યો. તેમનામાં આથી નવુ જોમ આવ્યું અને હિંદમાં પાછા આવ્યા. લોકોએ તેમને પ્રેમપૂર્ણ હૃદયે વધાવ્યા. તેમણે બધે ફરીફરી દેશને પરતંત્રતાની ધૂંસરીમાંથી ફગાવી દેવા ભાષણો આપ્યાં. દેશની જીવંત બનેલી સંસ્થા "મહાસભા" માં હાજરી આપી પોતાનો અવાજ રજુ કર્યો. પોતાનાં ખાદીનાં અને સત્યાગ્રહનાં તત્ત્વો મહાસભા પાસે કબુલ કરાવ્યાં. દેશના ખુણેખુણામાં સ્વતંત્રતાનો પયગામ પહોંચાડયો. રાષ્ટ્રિય કેળવણીની સંસ્થાઓ શરૂ કરાવી. એ વખતે દેશમાં એટલું બધું સ્વાતંત્ર્યનું પૂર ઉભરાયું હતું કે ભલભલી સરકાર પણ ડગમગી ગઇ. સ્થળે સ્થળે લોકોએ બંડ ઉઠાવ્યાં. સરકારે સખ્ત બની લોકોને પકડવા શરૂ કર્યા. ગાંધીજીએ શાન્તિનો બોધપાઠ આપ્યો પણ સરકારે તેમને જ જેલયાત્રાએ મોકલ્યા. લોકોનો સ્વાતંત્ર્ય-ઉભરી શમી ગયો પણ સરસ પરિણામ એ આવ્યું કે હિંદનો લગભગ બધો જ પ્રજામત સ્વાતંત્ર્ય માટે કેળવાયો. તે વખતમાં લોકોનો સ્વાતંત્ર્ય ઉભરો પણ અત્યંત હતો. દેશબંધુ દાસ અને પટેલ ભાઇઓ જેવી અનન્ય દેશભક્ત મૂર્તિઓ આગળ આવી. દેશનો યુવાનવર્ગ જાગૃત બન્યો. આ બધું મહાત્માજીના મહાન પ્રયાસને જ આભારી છે. પછી તો થોડો સમય શાન્તિનો-પણ બેઠા બળવા માટે તૈયાર થવા માટેનો-ગયો. વળી દેશના કાયદામાં બારડોલીનું પ્રકરણ મંડાયું. ઢંકાઇ ગયેલા અંગારાની માફક લોકોની સ્વમાન-લાગણી જાગૃત થઇ. વીર વલ્લભભાઇના નેતૃત્વ નીચે મોરચા મંડાયા. અને ઘણા જોખમે પણ પ્રજાની જ જીત થઇ. ગાંધીજીએ આ લડતમાં પોતાનું પૂર્ણ પ્રેરણાબલ આપ્યું. આ રીતે ગાંધીજીની સેવા અમાપ છે. એક સૈકા પછી તો યુગ જ તેમની સેવાનું માપ કાઢશે અને તેમને સાચી રીતે સત્કારશે.

આજે ગાંધીજી એટલે વિશ્વની વિભુતી. કલકત્તામાં જે વખતે ગાંધીજીને થોડા સમય ઉપર સરકારે પકડ્યા ત્યારે ઈંગ્લેંડમાં દેશભક્ત સકલાતવાળાએ વચન ઉચ્ચાર્યું હતું કે "એ અણનમ જગત-વિભુતીને નમાવવા કોઇ પણ જાલીમ સરકાર શક્તિમાન નથી" ગાંધીજી એટલે નમ્રતા અને અહિંસાનું મૂર્તસ્વરૂપ. ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ શાન્તિનો જ ઉપદેશ આપે. તેમનાં અવિનય અને સત્યાગ્રહનાં હથીઆર એ શૂરાનાં ક્ષમાયુક્ત પણ સાચાં હથિઆર છે. ગાંધીજી એટલે કૃષતનુવાળા પણ અસાધારણ આત્મબલી નરવીર. ગાંધીજી એટલે કેટલાં યે વરસથી બ્રહ્મચર્યના

અનુભવી. ગાંધીજી એટલે સેવાની સાક્ષાત મૂર્તિ અને અનુપમ આદર્શ યૌવનતા. ગાંધીજી એટલે અત્યારે આખા જગતની આંખો જેના તરફ ફરે છે, એ અણુનોખા અને અદ્વિતીય પુરુષરત્ન. એમનું જીવન ભવિષ્યનાં યુગો પર્યંત યુવાનોમાં પ્રાણ પૂરશે, અને તેમનાં હૃદયને સ્વદેશભક્તિથી ઉછાળશે. ગાંધીજી એટલે ચાલુ જમાનાના જગતનો અજોડ અતીથિ. ગાંધીજી એટલે હિંદના અસ્પૃશ્યોનો અડગ ઉદ્ધારક. એક જગ્યાએ તેમનું ભાષણ સાંભળવા ગામ લોકનું અને અસ્પૃશ્યોનું જુદુ જુદુ ટોળું આવ્યું હતું, તેમણે આ દ્રશ્ય જોયું અને તરતજ અસ્પૃશ્યોના ટોળામાં જઇ વક્તૃત્વ શરૂ કર્યું. લોકો આશ્ચર્ય પામ્યા અને અસ્પૃસ્યો સાથે જઇને ભાળ્યા.

ગાંધીજી એટલે યુવકોનું પ્રેરણાસ્થાન, અને અમદાવાદના મજુર સંઘના નેતા અને **ગાંધીજી એટલે ગુજરાતનું નાક.**

ગુજરાતી ભાષાના સાહિત્યમાં ગાંધીજીનો ફાળો ઓછો નથી તેમનું "**નવજીવન**" આજના ગુજરાતના સંસ્કારી ગૃહોમાં ભાવથી અને ઉત્સાહથી વંચાય છે. તેમની ભાષા એટલે સાદી સહેલી અને મર્મસ્પર્શી વાકયોની ગુંથણી. તેમનું "યંગ ઇન્ડીઆ" પણ અંગ્રેજી સાપ્તાહિકોમાં અનોખું સ્થાન ભોગવે છે.

હિંદ અને ગુજરાત ગાંધીજીનું સવિશેષ ઋણી છે. જે પુરુષે પોતાના એક જ દસકામાં પ્રજામાં સ્વતંત્રતાનો પ્રાણ પૂર્યો, દેશના પ્રત્યેક ગામડાના ખુણેખુણે સ્વતંત્રતાનો જયઘોષ કર્યો, જે સત્ય અને અહિંસાને શુદ્ધરૂપે વળગી રહ્યા તેમનું ચારિત્ર્ય અને આત્મબલ તો અમાપ જ હોઇ શકે.

કોઇ પણ મહાન પુરુષની કિંમત તેના જમાનામાં તેને અનુરૂપ આંકાઇ જ નથી તેમ ગાંધીજીનો ખરો ખ્યાલ તો હજુ સૈકા પછીની પ્રજાને જ થશે. તે વખતની પ્રજા જ તેની ખરી કિંમત આંકશે. તેમની "આત્મકથા" તે વખતે ઘેરઘેર વંચાશે. ત્યારની પ્રજા તેમના જીવન અને લખાણને પાને-પાનેથી પ્રાણ મેળવશે, તેમની શતાબ્દિઓ ઉજવશે અને પોતાને ધન્ય માનશે. એવા ગરવા ગુજરાતના ગાંધીજીને પ્રભુ દીર્ઘાયુ કરો !

**શ્રી. મુળજીભાઇ ચુનીલાલ જોષી**






અંગ્રેજી સભ્યતાના સંસર્ગથી આપણામાં ઘણી વસ્તુઓ આવી છે. તેમાંની એક રીત ભાષણ કરતી વખતે સ્ત્રી-પુરુષોની એકઠી સભા હોય તો 'બહેનો અને બંધુઓ' કે 'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો' કહેવું એ પણ છે. અંગ્રેજી ભાવનાએ આપેલી આ નવી વૃત્તિ પુરુષો સ્વીકારે અને એમનો વારો હોય ત્યારે સ્ત્રીઓને પહેલાં સંબોધે તે તો એમને શિષ્ટાચારે આપેલા ફરજ; ત્યારે સ્ત્રીઓ પણ જો સરખા હક માંગે તો સરખો શિષ્ટાચાર દાખવવાની ફરજમાંથી એમણે શા માટે ચૂકવું ? વાક્યમાંએ 'તમે' અને 'હું' હોય ત્યાં 'હું' છેલ્લો આવે છે. બીજી જાતિના પુરુષોને (વિજાત તો ન કહી શકાય) પણ સ્ત્રીઓ 'તમે' માં સમાવી પોતાની આખી જાતિને 'હું' ના સર્વનામમાં સમાવે અને પ્રસંગ સાંપડે ત્યાં 'બહેનો અને બંધુઓ' ને બદલે 'બંધુઓ અને બહેનો' કહેતી થાય તો શું ખોટું ?

—લીલા મુનશી






જગત દૂધ જેવું છે. તેનું નવનીત બનાવવા દૂધને ગરમ કરી–મોરવણ મેળવી–દહીં જમાવી–છાશ બનાવી વલોવવું પડે છે; જગતને માટે પણ એવું જ.

જગત એટલે આપણો દેહ. તેમાંનું ચેતન તે માખણ. જેમ છાસના સ્પર્શથી દૂધનું, તેમ સત્પુરૂષના સહવાસથી દેહનું દહીં કરવું. પછી સત્પુરૂષના સદુપદેશથી તેને વલોવવું. આમ કરવાથી ઇશ્વર રૂપ નવનીત ઉત્પન્ન થાય છે.

જીવનું કરીને દહીં શરીરની કરીને રવૈ;
માખણ મળે વલોવતાં, તો જ પ્રભુજી ભેટશે.

શ્રી કૃષ્ણ એટલે નવનીતપ્રેમી. તેઓ માખણ ચોરવા જતા એનો મુદ્દો એ જ કે:–ગોપ–ગોપી પોતાના જીવનું દહીં કરી વલોવી જે માખણ કહાડતાં હતાં, તે માટે કૃષ્ણ દોડી જતા હતા. આવી રીતે બાહ્ય–માખણના નામ નીચે જીવનું આંતરિક માખણ શ્રી કૃષ્ણ આરોગતા હતા. મૃદુમાં મૃદુ એ માખણ, અને મૃદુતા એ ભગવાનની પ્રિયમાં પ્રિય વસ્તુ. તેમને જો સારામાં સારી વસ્તુ ભેટ કરવી હોય તો આપણે મૃદુતા–માખણ તૈયાર કરવું. શી રીતે ?

પૈસા ખર્ચી ગાય–ભેંસ લેઇ માખણ આપવાની આપણામાં શક્તિ નથી; અને શ્રી કૃષ્ણને એ ગમતું પણ નથી. તો પછી બીજું તો શું–આપણે જ ગાય બની જવું રહ્યું !

કોઇ શંકા ઉઠાવશે કે ગાય વગેરે થતાં થતાં આ ઉત્તમ નરદેહમાં આવ્યા, હવે ફરીને પાછા પડવાની શી જરૂર ?

એ શંકા–સમાધાન કરતાં એટલું જ કહેવાનું કે મનુષ્યદેહ ઇશ્વર–પ્રાપ્તિ માટે છે. ઇશ્વરી સંકેત એવો છે કે ઠેઠ સુધી ગયા એટલે પાછા પડો. જેમ શરીરમાં રક્તાભિસરણ થયાં કરે છે તેમજ. એમ જો છે તો જન્મમરણના ફેરા છે જ. તો પછી પ્રભુપ્રાપ્તિ કયાં ? આ મનુષ્યદેહ

છે ત્યાં સુધીમાં જ ફાવે તેટલા જન્મ લેવા. આ દેહનો નાશ કરી ગાય-ભેંસ થવાનું નથી. એમ કેમ બને ?

આપણે દેહ સાથે શું કામ છે ? આપણે તો જીવ રૂપે જ છીએ. આપણે આપણું જ દૂધ કહાડી તેને વિધિપૂર્વક માખણ બનાવવું. એટલે પ્રભુ તેને માટે દોડયો જ સમજો.

તે તો નવનીતપ્રિય છે. તેને તે શાથી વ્હાલું ? નવનીત એટલે નવ+નીત. નવ એટલે ૯. નીત એટલે પાછળ હટેલા. જેનાથી નવ પાછળ હટયા તે નવભુક્ત થયા. એટલે તે નવનો ઉપભોગ લઇ તેની પરિત્યક્ત થયા છે-એવાને નવનીત કહે છે. દૂધ દોહવું, ઉષ્ણ કરવું, પૂર્ણ તપાવ્યા પછી મલાઇ આવવી, ટંડું પાડવું, મેળવણ ઉમેરાતાં બગડી જવું, પૂર્ણ દહીં-અવસ્થા, પાણી ઉમેરવું, રવૈથી વલોવવું, માખણ તરવું વગેરે મળી દૂધની નવ અવસ્થા પાછળ નાખી પછી માખણ નીકળે છે. આવી રીતે નવરંગ બાદ થઇ નીકળેલું જે માખણ, તે માટે પરમાત્મા દોડે છે.

આજ પ્રમાણે આપણા જીવની ભાંજગડો છે. જીવદશા ઉત્પન્ન થી એટલે દૂધ. દૂધના નવ રંગ ( નવ અવસ્થા ) ભોગવવા માટે નવદ્વારો છે. તે મારફતે નવ રંગનો ઉપભોગ લેઇ તે પૂર્ણ મુક્ત થાય. પૂર્ણ અનુભવ લેઇ તે નવદ્વારોને પાછાં હઠાવ્યાં, એટલે નવરંગ. અને નવદ્વાર-ઉપભોગ લેઇ બાદ થયાં એટલે જે શિલક રહ્યું તે નવનીત-શુદ્ધ પ્રેમ. આવા શુદ્ધ પ્રેમને શ્રી કૃષ્ણ પરમાત્મા લેતા હતા.

નવદ્વારો વડે ઉપભોગ લેવાનો વારો ફરી ફરી ન આવવો જોઇએ. તે ઉપભોગ કમી કરતા જઇએ તો ધીમે ધીમે મનુષ્યદેહ અને નવદ્વારો આપણને હોય છતાં પાછળની યોનીના જન્મ થયાનો અનુભવ આ જ શરીરમાં લઇ શકાય છે. આના આ જ શરીરમાં ગાય બની દૂધ-માખણ કહાડી શકાય છે.

સદ્‌ગુરૂ સ્ત્રી, દેવ વર, તમો ગાય, જીવ દૂધ સ્વરૂપ છે. દૂધ પેઠે જડ રહો એટલે સદ્‌ગુરૂ રૂપા સ્ત્રી તમને તપાવી-દહીં કરી-વલોવી માખણ કહાડી સ્વપતિને અર્પશે. તમારૂં માખણ (પ્રેમ) તેમના મ્હોંમાં જતાં વેંત જ પીગળી જઇ તદ્‌મય બની જશે. પ્રભુ તો નવ રંગ બાદ થએલો જે પ્રેમ તેના જ ભૂખ્યા છે. તમે સાધક હશો તો જરૂર તમારી સિદ્ધી ફળશે !*

**રા. વામનરાવ પ્રાણગોવિંદ પટેલ.**
બી. એ. એલ. એલ. બી. સોલીસીટર.

---

* સાકોરીના સંત શ્રી ઉપાસની મહારાજનાં મરાઠી પ્રવચનમાંથી

# નિષ્ઠુર જીવન



પંચ મહાભૂતથી બનેલો પીંડ પંચેન્દ્રીય આ.
દેહ તો આત્મા અમર અવિનાશીનું મંદીર આ;
તે સુકાની ન્યાય શીલ દિપક નિરંતર સત્યમાં,
ષડ્રીપુથી વાળતો મન જે રહ્યું છે જગતમાં. ૧

દુન્યવી પીડા પડી જ્યાં પેટ પાપી ન છોડતું,
મન બીચારૂં શું કરે તે પથ અસત્યે દોડતું;
સંયમ કરે કોની પરે નિર્માલ્યતા વ્યાપી ગઇ.
અમર આત્મા ક્યાં વસે વિચારવાનો સમય નહિ; ૨

મનની સુઝે આ ચાલતું સુકાન ઇચ્છાએ લીધું,
સ્વાર્થ આગળ અંધ તે મનને ગમ્યું તે સૌ કીધું;
જ્યારે વખત આવ્યો આણીનો વ્હેમ અંતરમાં વસ્યો,
દેઇ મીષ્ટ વચનોની માત્રા મૂછમાં મીઠું હસ્યો. ૩

તાપ સહેવાતો નથી આ પાપ માપ અમાપ છે.
પોકાર આત્માનો કરૂં આ દેહમાં સંતાપ છે;
દાદ લેનારો નથી કાંઇ પૂર્વ કેરો શાપ છે,
આનંદ સર્વ જતો રહ્યો એ પાત્ર પશ્ચાતાપ છે. ૪

તા. ૧૦–૮–૨૦

अगडम् बगडम्





# તંત્રીની નોંધ



## 'ઉદય'નો હેતુ

'ઉદય' એટલે નવયુવાનોનું સાહસ. ઉદયનાં અંગઃ સાહિત્ય અને કલા. નવયુવકોનો જે ધ્યેય હોઇ શકે તેજ એનો ધ્યેય–ક્રાન્તિ. લાંબા સમયની શાન્તિ પછી ક્રાન્તિની ખાસ આવશ્યકતા છે. તે વિના દેશ–સાધકોની સિદ્ધી નથી. યુવાન માત્રમાં એ જોમ હોવું જોઇએ:

દેહનું બલિદાન દેતાં દેશ જો મળતો કદી;
તો દેહ આ તૈયાર છે નિજ આહૂતિ દેવા નકી.

યુવાન એટલે આશા, જોમ, સાહસ, પ્રવૃત્તિ અને ક્રાન્તિના વાતાવરણમાં રમતો ભાવિ નાગરિક. આત્મબળની જેને અડગ શ્રદ્ધા છે, જેના જીવનમાં બસ એક હિ એકજ ધૂન મચી રહી છે, અને જેને વાણી તેમજ વર્તનથી પોતાનું વિચારબલ જમાવવું છે, એનું જ નામ યુવાન. જીવનના આદર્શનીય ક્રાન્તિકર વિચાર અને વર્તનથી ભવિષ્યની સહજ પણ પરવાહ રાખ્યા સિવાય જે સતત પ્રયત્ન સેવે એજ નવયુવાન.

અને 'ઉદય' એટલે યુવાનોને સ્વતંત્ર મગજના બનાવી સમાજનો તેમજ દેશનો ઉદય ઇચ્છતું યુવકોનું અમોખું વાર્ષિક!

## શારદા બીલ

શારદા બીલ એટલે સમાજક્રાન્તિનો એક તણખો. 'અષ્ટવર્ષા ભવેત્ ગૌરી' (સોળ વર્ષનાં સીતાજીનો સ્વયંવર થયો ત્યારે પણ તે ગૌરી ગણાયાં છે!!!) ના વખત ગયા છતાં ય રૂઢીનું પુંછડું પકડી રાખવામાં આપણા કહેવાતા ધર્મધુરંધરોએ પાછી પાની ન કરી. જ્યારે રા. હરબિલાસ શારદાને એમ લાગ્યું કે હવે સમાજ કૈં જ ધોળી શકે એમ નથી, ત્યારે તેમણે બાળલગ્ન અટકાવવાને એક ખરડો ઘડ્યો. ધારાસભાએ દીર્ઘ સમયાંતે તે સ્વિકાર્યો. રૂઢીચૂસ્ત સનાતનીઓએ પ્રતિરોધ કર્યો, પણ તેમનું કૈં જ ન ચાલ્યું અને વાઇસરૉયનો સંમતિનો સીક્કો વાગી

ગયો. હજી પણ અજ્ઞાન હિન્દુ તેમજ મુસલમાનોનો વિરોધ ચાલુ જ છે. કોઇ મુસલમાને જો આ કાયદો ઘડયો હોત તો તેમને જરા ય વાંધો રહેત નહિ. કેટલી અજ્ઞાનતા ! કેટલી વિચિત્રતા !

એ કાયદો આવતા વર્ષના એપ્રીલ માસથી અમલમાં મૂકાશે. કન્યાની વય ચોંદ અને વરની વય અઢાર વર્ષની હોય તો જ લગ્નને માટે સરકારનો વિરોધ રહેશે નહિ. તેથી વિરૂદ્ધ વર્તનારને કાયદા મુજબ શિક્ષા થશે.

શિષ્ટવર્ગ આ કાયદાને સહર્ષ સ્વિકારી લેશે, જ્યારે જૂના વિચારનાઓનો બડબડાટ સદા ય ચાલુ રહેશે. કેટલાક રૂઢીપૂજકો તો આ 'બાળલગ્ન પ્રતિબંધક બીલ'ના નામ માત્રથી ભડકયા છે. એપ્રીલ માસ પહેલાં સંખ્યાબંધ લગ્નો થશે એવી ખાત્રી રહે છે.

હિન્દી સમાજ કળે સુધરી નથી–સુધરવાની નથી. તેને સુધારવા તો આવાં આવાં બળની જ જરૂર છે. તેને સુધારવા શિક્ષા ( ઉપદેશ )ની જરૂર નથી, માત્ર શીક્ષા ( દંડ )ની જ જરૂર છે.

આ કાયદો દુનિયાની આગળ વધેલી પ્રજાઓની હારમાં આપણને મોખરે મૂકે છે. કારણ કે ઈંગ્લેંડ જેવા શીત પ્રદેશોમાં કન્યાલગ્નની ઉમ્મર ૧૨ વર્ષની છે જ્યારે ઉષ્ણ પ્રદેશ હિન્દમાં ૧૪ ની વય નક્કી થતાં પૂર્વે પૂર્વનું સર્વોપરીપણું સ્થાપિત રાખ્યું છે એ તો નક્કી જ છે.

આ કાયદાને અમલમાં મૂકવાનું કાર્ય દરેક જ્ઞાતિનાં 'યુવક મંડળો' અવસ્ય ઉપાડી લેઇ સમાજની અનન્ય પ્રકારે સેવા બજાવશે તો સમાજનો સડો અવસ્ય દૂર થશે, અને હિન્દુસ્થાનભરમાં બાળલગ્નનું કે બાળવિધવાનું નામ–નિશાન પણ નહિ રહે !

## અંત્યજોની જાગૃતિ

ઇશ્વરે કે જેણે કરી હોય તેણે જ્યારે આ સૃષ્ટિની રચના કરી હશે ત્યારે અમુક મોટો કે અમુક નાનો એવા વિભાગ તેણે પાડયા નહિ હોય. 'સર્વમાં એક જ આત્મા વસે છે' એ સત્યને હિંદુધર્મની વિશિષ્ટતા તરીકે આપણે હંમેશાં ઓળખાવ્યું છે. આપણા મહાન વેદધર્મની સમાનતાનાં આપણે હંમેશાં ગુણગાન ગાયાં છે. છતાં વ્યવહારમાં એ સિદ્ધાંતનું હાલ સુધી દેવાળું જ બતાવ્યું છે.

જો એમ ન હોત તો પુના, મુંબાઇ અને અમદાવાદમાં અંત્યજો મંદીરમાં પ્રવેશ કરે તેની સામે વિરોધ શો ? અંત્યજોને તેમના વ્યાજબી

હક્કો—હિંદુ તરીકેના હક્કો—ભોગવતાં નહિ અટકાવાય એ વાત જુના વિચારના સનાતનીઓ (orthodogs) એ સમજવી ઘટે છે. આ યુગ ક્રન્તિનો છે. દબાયેલી—કચડાયેલી પ્રજા જગતના ખુણે ખુણામાંથી જાગૃત થઇ પોતાના હક્કો સમાલવા ખડી થાય છે.

એટલે ડો. મુંજેના શબ્દોમાં પાછળથી બળથી સમજવા કરતાં પહેલેથીજ સમજી જઇ આપણે તેમને તેમના હિંદુ તરીકેના હક્કો ભોગવવા દઇ વિધર્મી થતા અટકાવવા એમાં શ્રેય નથી શું ?

## શહીદ યતીન્દ્રનાથ દાસ

યતીન્દ્ર એ એક દૃઢનિશ્ચયી ક્રાન્તિકારક નવયુવાન હતો. ગઇ ૧૩ સપ્ટેમ્બરમાં તેણે સંસારથી પ્રસ્થાન કર્યું. તેના સ્વાધીન આત્માએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી. હવે તેને નોકરશાહી કેદ રાખી શકતી નથી. હવે તે બંધન—મુક્ત બન્યો છે.

તે કલકત્તાના કુલીન કુટુંબનો યુવક હતો. અસહયોગના આંદોલનના અપરાધમાં તેને છ માસની સજા થઇ હતી. તેણે ત્યાંથી છૂટયા બાદ પ્રથમ નંબરે ઇન્ટરમીડીએટની પરિક્ષા પસાર કરી. બંગાલાની સરકારે તેને ફરીથી પોતાના કાળા ઓર્ડિનેન્સનો શિકાર બનાવ્યો. ત્રણ વર્ષ સુધી આમ જેલમાં સડવાથી તેની તબીયત નાદુરસ્ત બની. ગયા વર્ષના ઓક્ટોબર માસમાં જેલમાંથી તેને છૂટકારો મળ્યો. છ મહિના પ ઘેર નહિ કહાડયા હોય ત્યાં તો 'લાહોર કાવત્રા કેસ' માં સપડાયો, જેણે તેનો અંત આણ્યો.

યતીન્દ્રે મહત્વપૂર્ણ સિદ્ધાંત માટે પોતાનું બલિદાન દીધું. તે સિદ્ધાંત તે રાજદ્વારી કેદીઓ પ્રત્યે નોકરશાહીના દુર્વ્યવહાર સ્હામેનો વિરોધ હતો, અને એ તો જાણીતું છે કે ભારતની જેલોમાં હિંદી કેદીઓ સાથે ખરેખર પશુવત્ વ્યવહાર જ થાય છે.

'લાહોર કાવત્રા કેસ' ચાલ્યો. કાવત્રામાં સંડોવાયેલા કહેવાતા કેદીઓ સાથે સરકારનો પુરાણો વ્યવહાર શરૂ થયો. યતીન્દ્ર, ભગતસિંહ અને દત્તે પંજાબ—સરકારને દૂર્વ્યવહાર દૂર કરવાની પ્રાર્થના કરી. બેકદર સરકાર બેદરકાર રહી. ઉપવાસ—વ્રત શરૂ થયાં. પંડિત જવાહરલાલ નહેરૂ અને શ્રી. ગણેશશંકરજી વિદ્યાર્થીએ આ કઠીન વ્રત ત્યાગી દેવાને કહ્યું. સરકારની હઠીલાઇ અને મૂર્ખતાથી વ્રત ચાલૂ જ રહ્યાં. જેનું પરિણામઃ ભારતે દૃઢ, ચારિત્ર્યવાન, અટલ પ્રતિજ્ઞ, દેશાભિમાની, સત્યાગ્રહી, અને ક્રાન્તિવાદી નવયુવાન ખોયો.

ભારતના સમસ્ત રાજનૈતિક કેદીઓની ભલાઇ ખાતર યતીન્દ્રે બલિદાન દીધું. વ્રત કરવાં રહેલ નથી. આ બલિદાને સમસ્ત દેશનું ધ્યાન દોર્યું છે—સમસ્ત દેશમાં જાગૃતિ આણી છે, જેના પરિણામે હાલ જેલ-તપાસ-કમીટી પંજાબ-સરકારે નીમી છે.

યુરોપીઅન કેદીઓને જે સગવડતા અને આરામ જેલમાં મળે છે તે જ સ્થિતિ ભારતના કેદીઓને કેમ નહિ ? પક્ષપાતી સરકારનું ગોરી (કે ફીક્કી!) ચામડી સાથે માનનીય વર્તન, અને હિંદી દેશભક્તો પ્રત્યે અમાનુષિક વર્તન ખરેખર બ્રીટીશ ન્યાયને માટે કલંક રૂપ છે! પ્રભુ યતીન્દ્રના અમર આત્માને શાંતિ આપો!!!

## અવસાન નોંધ

ઉમરેઠના ઉગતા કવિ—ચિત્રકાર ભાઇશ્રી શાંતિલાલ છોટાલાલનું અવસાન નોંધતાં અમને અતી ખેદ થાય છે. તેઓ બાવીસ વર્ષના આશાવાદી કલારસિક યુવાન હતા. અકાળે ક્ષયનો જીવલેણ રોગ લાગુ પડ્યો અને અણધાર્યું પરિણામ નીવડ્યું.

તેઓ **અશોક** નામનું હસ્તલિખિત ત્રિમાસિક પ્રકટ કરતા. વલસાડમાં ભરાએલ કલા પ્રદર્શન વખતે તેમને રૌપ્યચંદ્રક મળેલો. તેમણે ઇ. સ. ૧૯૨૬ માં મેટ્રિકની અને પછી પ્રિવિયસની પરિક્ષાઓ પસાર કરી હતી. ચિત્રકલાની બે પરિક્ષાઓમાં ઉત્તિર્ણ થયા પછી આગળના અભ્યાસ માટે જે. જે. સ્કુલ ઓફ આર્ટ્સમાં જોડાયા હતા.

તેઓ ભવિષ્યમાં ઉન્નત કાવ્યો તેમ જ ચિત્રો અર્પત. ઉમરેઠની કલા—સાહિત્ય મઢૂલી અત્યારે તો એમના વિના સૂની સૂની લાગે છે. એમની જીવનજ્યોતિ બુઝાઇ જતાં અંધકારનો અવિર્ભાવ થાય છે. ઉમરેઠની કલા—સાહિત્ય મઢૂલી ફરીને તેજમય બનશે કે કેમ એ એક પ્રશ્ન છે!

પ્રભુ ત્હેમના આત્માને શાંતિ આપો!

## આભાર!

યુવક—પ્રવૃત્તિને શ્રીમંતોએ જે આર્થિક મદદ કરી છે, વિશાળ દિલનાં લેખક—લેખિકાઓએ ઉદયમાં જે પ્રસાદી પીરસવાની તસ્દી લીધી છે, મ્હારા તરફની સહાનુભુતી અને સ્નેહને લેઇને જે વડીલોએ તેમજ મિત્રોએ મ્હને પોતાના સમયનો ભોગ આપી સહાય આપી છે તે સર્વનો હું મુંગો જ આભાર માની લેઇશ. અને ગમે તે સંયોગોમાં પણ ઉદયનો અસ્ત ન થાય એ અનેરી આશા સહ વિરમીશ.

—મંત્રી

રાહ જુઓ

ટૂંક સમયમાં

બહાર પડશે

# "ગીતાંજલી"

લે. બાબુરાવ જોશી

(કિંમત ૦-૧૦-૦)

શુભ પ્રસંગે

મિત્રોને ભેટ આપવા,

તમારી લાયબ્રેરીને

શોભાવવા,

સગાં-સ્નેહિઓને

વંચાવવા

તમને

અતી ઉપયોગી

થઇ પડશે.

રખે ચૂકતા

આઠ આના

ભરી અગાઉથી

**ગ્રાહક થાવ**